# કેતાબે કામેલ અલ તાબીર

યાને Reg. No 1307

# ખ્વાબનામું. 158



પ્રગટ કરનાર

દોશાભાઈ જમશેદજી મીસ્ત્રી.

# કેતાબે કામેલ અલ તાબીર

યાને

# ખ્વાબનામું.



અબુલ ફઝલ હોશની તથા બીજા ઓલમાઓની

અરબ્બી કેતાબો ઉપરથી

પ્રગટ કરનાર

દોશાભાઈ જમશેદજી મીસ્ત્રી.



૧૯૧૬.

કીંમત રૂ. ૨) એ.

# વાંચશો તો ખરૂં ફલ પામશો.



## ખ્વાબ–એ શું છે? એ કયારે ખરો કહેવાય? એને લગતી સમજ.

આ ખ્વાબનામું અબુલ ફૂજલ હોશ નામના એક કાબેલ શખસે બીજી ઘણીક ખ્વાબને લગતી કેતાબો ઉપરથી પાદશાહ અબુફતેહ અરશલાના વખતમાં બનાવ્યું હતું, અને તેનું નામ "કામેલ અલ તાબીર" કરી રાખ્યું હતું. સ્વપના જે માણસોને રાતની વખતે આવે છે તે જુદી જુદી તરેહના હોયછે, જેમાં કેટલાક ખરા અને કેટલાક ખોટા પણ હોય છે. ખરા ખોટા સ્વપના પારખવાની રીત એ છે કે દીવસે જે વમાસે તેજ રાતે સ્વપનામાં જોય તો તે ખ્વાબ સાચો હોઈ શકે નહીં; વળી બીમાર હાલતમાં તન તથા મનને જે કષ્ટી પડે છે તેથી પણ ખ્વાબમાં ઘણાએક દેહસ્તનાક બનાવો બનતા દેખાય છે. એ પ્રકારનો સ્વપનો પણ ખરો નથી એમ જાણવું; શેતાનીયત ખ્વાબ એટલે બરાબર રીતે નાહયો નહીં હોય અને નાપાકીથી સુતાં જે ખ્વાબ આવે તે ખ્વાબની દલીલ તથા ફળ કાંઇ ખરાં હોઇ શકે નહીં.

કુદરતની ઘણીએક અજાયબીઓ માહેલી એક અજાયબી ખ્વાબ છે; કારણકે ખ્વાબમાં કાંઇ સારૂં યા માઠું દેખે તેવુંજ તેને પોહોંચે છે, યા તેનું ફળ તેના ફરજંદોને પોહોંચે છે. એમ કહેવાય છે કે આદમીના તનમાં જીવ અને રવાન છે; જ્યારે આપણે ઉંઘાઇએ છીએ ત્યારે જીવને આરામ થાય છે, અને રવાન બદનમાંથી બાહેર જાયછે અને તમામ આલમમાં ફરીને તે પાછું બદનમાં આવે છે, અને જીવને સઘળી જેહાનની સારી માઠી ખબર કહે છે; એવા બનાવને ખ્વાબ તરીકે ઓળખવામાં આવે છે. વળી એમ પણ કહેવાય છે કે ખુદાતાઆલાએ એક એવા ફીરેસ્તાને મવકકલ કીધો છે કે જેનું કામ આદમીના સર ઉપર હરએક જે સારૂં માઠું ગુજરવાનું હોય તેના

ખ્વાબમાં આદમીઓને બશારત કરવાનું છે. એ ફરેસ્તાનું નામ મલકે ઉલ રૂઇઆ છે, અને તે આદમીને ખુશ કે બદ ખબરની જે બશારત કરે છે તેને ખ્વાબ કહે છે.

વળી દરૂસ્ત અને સાચા ખ્વાબની દલીલમાં ઇબ્રાહીમ કરેમાની એમ લખી ગયો છે કે સારી માઠી ખબરનો સાચો ખ્વાબ આવે તે માટે પરહેજગારી જાળવવાની મોટી જરૂર છે, અને તેથી નાહીને તથા એક ટુક બંદગી કરીને પાકીથી સુએ અને સુવા આગમજ ખોદાતાલાને પાકીથી યાદ કરે તથા ખોરાક જેાે અંદાજાસર ખાય તો તેનો ખ્વાબ સાચો પડે અને તે કદીપણુ ભુલાય નહીં.

એક વાત એવી ચાલે છે કે એક ગામડીઆએ ખ્વાબ દીઠો. તેણે હઝરત મહમદ પેગંમબરની આગળ આવીને પોતાનો સઘળો ખ્વાબ કહયો, ત્યારે હઝરત મહમદે તે ખ્વાબની વાત સાંભળીને તેને પુછ્યું કે "ગઇ રાતે તેં શું ખાધું હતું?" ત્યારે તેણે જવાબ દીધો કે "પકાવેલો ખજુર" ખાધો હતો. હઝરત મહમદે જણાવ્યું કે "એવા ખ્વાબની દલીલની તે તાબીર (તાશીર) નહીં હોય, કાંય કે ખવાબની તાબીર કહનારા ઘણા ખ્વાબનું બ્યાન કહેતા નથી અને એવી વાત તો જે ખ્વાબ પુછવા માંગે છે તેને પુછે છે કે–"તું શું? ખાઇને સુતો હતો ત્યારે તેની તાસીર ખરી પડે છે."

કેટલાક ખ્વાબ એવા હોય છે કે તેમની દલીલ લાયક નહીં હોય તો તેના ભાઇ તથા કબીલાના લોકો ઉપર તેમનું ફળ પોંહોંચે છે. વળી બાઝે ખ્વાબની તાસીર એવી છે કે તે જોનાર મુવા પછી તેના ફરજંદોને પણુ તેનું ફળ મળે છે. અગર નાનો છોકરો ખ્વાબ દેખે તો તેનું ફળ તેના મા–બાપને પોહોંચે. અગર ઓરત ખ્વાબ દેખે તે તેના મરદને પોહોંચે, માટે ખ્વાબની સરેહ તથા તાસીરનો કહેનારો હુશીઆર જોઇએ જે વખત તથા ખોરાકી તપાસીને તેનું ફળ કહી શકે.

વળી કેટલાક ખ્વાબમાં જોનારને બીક લાગે છે પણુ તેની દલીલ ખુબી ઉપર છે. કેમકે કોઇ ખ્વાબમાં દરદી તથા ગમગીન થાય તો તેને ખુશહાલી તથા જમીઅત પોહોંચે છે. ઇમામ જાફર કહે છે કે દીવસના

ખ્વાબ દેખે તેનું ફળ તેજ દીવસે જાહેર થાય છે. વળી કોઇ ખ્વાબ એવોબી છે કે તેનું ફળ વીસ તથા ચાલીસ વરસે પણ જાહેર થાય છે, જેમકે "મહુમદ પેગમબરે જોયું કે એક શખ્સે ઇમામ હુસેનને તેને જબે કરીને લોહી પીધુ" તેનું ફળ ચાલીસ વર્ષે તેણે જાણ્યું કે ઇમામ હુશેનને અબુજહેલે જબે કીધો. એવી રીતે તે ખાબ ચાલીસ વર્ષે ફળે છે.

**ઈમામ જાફર** કહે છે કે દીવસ કરતાં રાતે ખ્વાબ વધારે દરૂસ્ત હોય છે. પેહેલી રાતનો ખ્વાબ ઘણું કરીને ખરો પડતો નથી, કારણ કે અંદેશા ભરેલા સુતાં પછી ધંધો રોજગાર ઉપર ઘણું દીલ હોય છે તેજ ખ્યાલ ખ્વાબમાં આવ્યા કરે છે. અરધી રાતનો ખ્વાબ અરધો ખરો પડે છે, પણ પાછલી રાતનો કે બામદાદનોજ ખ્વાબ સાચો પડે છે. એબને **શીરીન** એમ કેહ છે કે કોઇ આગલી રાતે ખ્વાબ દેખે તેનું ફળ વરસ પાંચ પછી માલમ પડે છે, પાછલી રાતે તથા બામદાદે દેખે તેનું ફળ દીન દશમાં જાહેર થાય છે.

વળી એવું બી કહે છે કે પેહલી રાતે ખ્વાબ દેખે તેનું ફળ વરસ એકમાં માલમ પડે. અરધી રાતે દેખે તેનુ ફળ માસ છ પછી, અને પાછલી રાત પોહોર એક રહે ને દેખે તો તેનું ફળ એક માસમાંજ માલમ પડે, અને બામદાદના વખતમાંજ દેખે તો તેનું ફળ દીન સાતમાં યા તેજ દીવસે જણાઇ આવે છે. એ રીતે દીવસે યા રાતે ખ્વાબ દેખીએ તેનું ફળ સર્વેને કહેવું.

અગર કોઇ ખ્વાબની તાસીર પુછવા આવે અને તે વખતે કાગડો ત્રણ અવાજ કરે તો તે તાસીર ઘણી સારી હોય અગર બે કરે તો તેની દલીલ ખરાબ છે જેમકે એક વખત **જાબરે મગરબી** આગળ **અબદુલા આબાશી** ખ્વાબની તાસીર પુછવા આવ્યો તેજ વખત એક કાગડાએ સામી દેવાળ ઉપર બેસીને બે મરતબે આવાજ માર્યો તેવારે **જાબેરે મગરબીએ** પેલાને કહયું કે 'તુને પાંતરીસ દીવસમાં નુકશાન પોહોંચશે'–આવી વાતને **અબદુલા આબાશી** ખાતરમાં નહીં લાવ્યો–કુદરતે એલાહીથી એવું બન્યું કે દીન અઠાવીસમાં **અબદુલા આબાશીના** ઘરમાં ચોરોએ ચોરી કીધી

અને તેની ઓરતને બીગાડવા ચાહી તે વારે તે ઓરતે તે વાત નામંજુર રાખી, ત્યારે ચોરોએ જાણ્યું કે આપણે એના મોહોલ્લામાં જાણીતા છીએ માટે સહવારને વખતે પોતાના ખાવીંદને જાહેર કરશે એવુ વિચારી તે ઓરતને તેજ જગોએ મારી નાખી, અને ઘણો માલ અશબાબ પણ લઇ ગયા.

ખ્વાબની તાસીર કેહેનારા એમ કહે છે કે કાગડાનો અવાજ એકકીનો સારો હોય, અને બેકકીનો ખરાબ હોય, અગર કોઇએ ખ્વાબ દીઠો હોય અને તેની તાસીર કેહેવા આવ્યા પછી ભુલી ગયો હોય,યા તો અથવા રાતે ખ્વાબ દેખીને ખ્વાબ ભુલી જાય તો જેની આગળ પુછવા આવે તેને લાજમ છે કે તે ખ્વાબને ચોકસ કરે. તેનો ઇલાજ એ છે જે તાશીર કેહેનાર–પુછનારને કહે કે તારો જમણો હાથ તારા બદનના ગમે તે ભાગ ઉપર મુક અગર તેમ તે માથાં ઉપર મુકે તો જાણવું કે ખ્વાબમાં પાહાડ દીઠો છે, અગર ગાલ ઉપર હાથ મુકે તો જંગલ દીઠુ હોય, અગર આંખ ઉપર હાથ મુકે તો ખારાં પાણીનો ચશમો દીઠો હોય, અગર મોહોડાં ઉપર હાથ મુકે તો મીઠાં પાણીનો ચશમો દીઠો હોય, કાન ઉપર મુકે તો સુરાખ કે ખાડો દીઠો હોય, અગર દાઢી ઉપર મુકે તો ઘાસનું ચારીઉં દીઠું હોય, પેટ ઉપર મુકે તો મોહોટી નદી દીઠી હોય, ગળાં ઉપર મુકે તો કરંજો દીઠો હોવ, છાતી ઉપર મુકે તો નીમાજની બાબદ જોઇ હોય, અગર હાથ ઉપર હાથ મુકે તો ખરાબી દીઠી હોય, અગર ખભા ઉપર મુકે તો ઘર કે ઉંચી ઇમારત કે તમાશાની જગા જોઈ હોય, અગર બાજુ ઉપર હાથ મુકે તો મોહોટાં ઝાડો દીઠાં હોય, અગર આંગળાં ઉપર મુકે તો ઝાડની ડાહળો દીઠી હોય, અગર જાંગ ઉપર હાથ મુકે તો કરાડીઓ વગેરે જાનવરો દીઠાં હોય, અગર પગના ગુઠા ઉપર હાથ મુકે તો વગર મેવાનું ઝાડ દીઠું હોય.

દાનીયલ હકીમ કહે છે કે જે કોઇ આદમી ખ્વાબ જોઇને ભુલી જાય તો તેના સબબ ચાર છે, પહેલું–ઘણા ગુનાહથી, બીજુ–ઉલટાં કામોથી, ત્રીજુ–સુસ્ત તબીએતથી, ચોથું–ઉલટી યાને પોતાની તબીઅત ફેરવેલી હોય તેથી.

દનીયલ દાનાવ એમ કહે છે કે જયારે કોઇ ખ્વાબ વગરે પુછવા ાવે ત્યારે સવારથી તે બપોર સુધીમાં પુછે તો તેની તાસીર તથા કમ નેક છે, અને બપોરથી સાંજ સુધીનું ફળ જબુન તથા બુરાઇ ાર છે, સુરજ ઉગતાં, અને અસ્ત પાંમતાં ખ્વાબની તાસીર પુછવી નહીં. ણુ ઉતાવળે ફળે તેવો ખ્વાબ એ જે સુરજ ઉગતી વેળા દેખે, તાહા- ાં દહાડામાં ખ્વાબનું ફળ જઈદ છે. ખ્વાબની તાસીર કેહેનારો, પરહેજ- ર, દાનાવ, ધીરો, નરમ, તેએહનો, અને જે કાંઇ ખ્વાબની બીના કહે તે ન ધરી સાંભળનારો અને જે કોઇ ખ્વાબની તાબીર પુછવા આવે તેની ત સારી રીતે કાન ધરી હમયું ઠેકાણે રાખીને સાંભળે અને ખ્વાબ બનારને પીછાણે કે તે કેવો શખ્સ છે પાક છે યા નાપાક છે, તેના રતબાને પીછાણીને પછી તેને ખ્વાબનું ફળ તથા તાસીર કહે.



# કેતાબે કામેલ અલ તાબીર

યાને

# ખ્વાબનામું.

## અ

**અંગુર** ખવાબમાં દેખે તો તે ઓરત ઉપર છે. અંગુરને તેના હીગામ ઉપર દેખે તો એવી ઓરત પામે કે જીન્દેગાની સુધી પાળી લે. અંગુરના પાતરાં લીલાં દેખે તો માલ પામે, અગર પીળાં દેખે તો આજારી પડે.

**અજીડું** ખવાબમાં દેખે તો ગમગીન થાય.

**અરશ કુરસી** ખવાબમાં દેખે તો બુઝોરગી પામે. અમારી યા માલ ખજાના ઉપર છે.

**આખેરી** (જુઓ કયામત).

**આંગળાં** ખવાબમાં જોવાના દલીલ પાંચ છે-એક તો ફરજંદ, ભાઇબંધ, નોકર, દોલત, અને પાંચે વખતની બંદગી.

**આશક થવું** ખવાબમાં કોઇ ઉપર આશક થયો એવું દેખે તો તે ઘણી હાજતમંદ તથા લાલચુ થાય.

**ઓશો** ખવાબમાં દેખે તો કોઇ મોટા આદમીથી બુઝોરગી પામે.

## ઇ

**ઇસપગુલ** ખ્વાબમાં જોય તો ગમ પેદા થાય. ખાતાં યા વેચતાં દેખે તો ફીકર પેદા થાય.

## ઉ

**ઉડવું**—પોતાને યા બીજાને ખ્વાબમાં મુરગની માફક ઉડતાં દેખે તો બુજોરગી પામે. ઉડીને સીધો આસમાન ઉપર ગયો એવું દેખે તો નુકસાન પોહોંચે. અગર કેબલા તરફ ઉડીને પાછો આવ્યો એવું દેખે તો સીતાબીથી નફો પામે.



# ક

**કચરો**–કોઇ ગરીબના ખ્વાબમાં કાંટો કચરો આવે તો માલ ને નેયામત હાસલ કરે. ઘરમાં ઘણો કચરો થયલો દેખે તો કચરાની માફક ખજાનો મેળવે. ઘરમાંથી કચરો નાખી દીધો જોએ તો પોતાનો માલ પોતાને હાથે ખરાબ કરે. કચરો બાળતો કે બળતો દેખે તો પાદશાહ તેની દોલત લે. કચરાને દેગ નીચે બળતો દેખે તો તેનો માલ ખરચાય, અગર કચરો જંગલમાંથી એકઠો કરીને ઘેરે લાવેલો જુવે તો સફરથી માલ હાંસલ કરે.

**કઠીઆરો** ખ્વાબમાં કઠીઆરાને જોવાથી કોઇનું કામ કરવું પડે.

કપડાં **ખ્વાબમાં જોએ તેની તાસીર**–જો કપડાં સારાં સફાઇદાર દેખે તો વેપારમાં ફાયદો થાય, પણ મેલાં, ટુટાં અથવા ગંધકી ભરેલાં જણાય તો નુકસાન થાય, અગરજો કોઇ પાદશાહ, વજીર, કે હાકેમને ખ્વાબમાં પોતાના કપડાં શીયાહ દેખાય તો તેને નેકી હાંસલ થાય, મગર કોઇ સાધારણ આદમી અથવા વેપારી, પોતાના કપડાં કાળાં જુવે તો ગમ તથા દરદ પેદા થાય. પીળાં કપડાં ખ્વાબમાં જોવામાં આવે તો બીમારી પોહોંચે. તેમજ લીલાં કપડાં ખ્વાબમાં જોવાની બરકતથી ખુશહાલી, શાદી, સવાબ વગેરે ખુબી ભરેલાં કામો થાય. અગર સફેદ કપડાં દેખે તો બુજોરગી પામે. ઉનના કપડાં જોવાથી માલ હાથ આવે. ખ્વાબમાં બળેલાં કપડાં દેખે તો કોઇ છુપો ભેદ જાહેર થાય જો કોઇ ખ્વાબમાં ફકીરનો ખલકો જુવે તો દુરવેશી કરે. ખ્વાબમા મેલા જામો યા કપડાં દેખે તો ગમ તથા ફીકર પોહોચે. જો કોઈ ખ્વાબમાં ચોપગાં જાનવરના ચામડાંનો જામો દેખે તો માલ ઘણો પોહોંચે. અગર કોઇ ખ્વાબમાં બંદગી તથા પરહેજગારીનો લેબાશ પેહેરેલો દેખે તો સાત દહાડામાં તે બેહેસ્તમાં જાય. ખ્વાબમાં સોદાગરી તથા અમીરી લેબાશ પેહેરેલો દીઠો હોય તો માલદાર થાય. જો કપડાં તંગ પેહેરેલાં જોએ તો જેને કાંઇ બખશયું હોય તે પાછું લે. જો કોઇ મરદે ખ્વાબમાં ઓરતનો લેબાશ પેહેર્યો હોય એવુ જુવે તો જબુન થાય. ખ્વાબમાં

કુશાદે કપડાં પેહેડેલાં જણાય તો ખજાનો પામે. કસબી કપડાં જુવે તો અક્કલમંદ ઓરત પામે. ખ્વાબમાં ઘણાં જાડાં કપડાં અમસ્થાં કે પેહેડેલાં દેખે તો ગમ પોહોંચે. ખ્વાબમાં પોતાના કપડાં ચાવતાં કે ખાતાં જોય તો પોતાનો માલ બેહુંદી લડાઇ ઉપર ગેરરસતે ખરચે. ખ્વાબમાં કપડાં ફાટેલાં કે ખોવાયલાં જુવે તો તેની ઓરત બેવફા થાય. ખ્વાબમાં કપડાંને વેચવાં એ સારાંની નીશાન છે, પણ ખરીદ કરવાની દલીલ જબુન છે. ખવાબમાં અવળાં કપડાં પેહેડેલાં જોઇએ તો જુઠી ગવાહીના સબબથી હાકમ દંડે. ખવાબમાં કપડા વેતરાવેલાં દેખે તો માલ તથા નફો પોહોંચે. ખવાબમાં કપડાં ચોરોએ કહાડયાં એવું દેખે તો તેની ઓરત સાથે કોઇ ફ્રેબથી હોરમત લે અને તેથી લોકોમાં ફજેતી થાય. વળી ખ્વાબમાં કપડું જોવું તે શાદી રામશાનીની પણ નીશાની છે.

કપાસ ખવાબમાં જોનાર જો પરહેજગાર હોય તો તેને નફો થાય, અગર જોનાર જો ફેસાદખોરો હોય તો લડાઇ ઉઠાવે.

કફન કોઇ જાણીતાંને સારૂં પોતાને બનાવતો દેખે તો રંજ પામે. અગર ખવાબમાં કોઇ મુરદાં ઉપરથી પોતે કફન કાહાડી નાંખેચ એવું દેખે તો માલ જમા કરે.

કબા (જભ્ભો)–ખવાબમાં રૂની નવી કબા પેહેડેલી જોવાથી ગમ તથા ફીકર પેદા થાય. અગર ખવાબમાં રેશમી કબા પેહેડેલી દેખે તો હોરમત તથા બુઝેરગી વધે. સફેદ કબા પેહેડેલી જોવાથી દીલ રોશન થાય. ખવાબમાં જરદ (પીળી) કબા બીમારીની નીશાન છે. લાલ રંગની કબા પેહેડેલી દેખે તો શાદી તથા નફો પોહોંચે. રંગબેરંગી કબા પેહેડેલી જોવાથી કામ ઓસતવાર થાય. કાલી કબા ખવાબમાં જોવાથી માહેતમમાં પડે, અગર ખવાબમાં ચામડાંની કબા પેહેડેલી દેખે તો નેક ઓરત કરે જેથી નફો હાંસલ થાય. (જુવો જભ્ભો.)

કબાલો ખવાબમાં જોવાથી હીકમત હાસલ થાય. અગર કબાલા કાઢી નાખેલા દેખે તો તેની સાથે દુશમની કોઇ કરે. અગર ઘરનો

કબાલો પોતાને મળેલો દેખે તો શેહેરનો હાકેમ થાય યા એવોજ સતાધારી ઓધો મેળવે, અગર કાજીથી પોતાને કબાલો મળેલો દેખે તો દીનનો એલમ પામે.

કબુતર ખ્વાબમાં જેવું ઓરત સાથે તાલુકો રાખે છે. ખવાબમાં પોતે કબુતર પકડેલું કે બીજાને આપેલું જોય તો તેને ત્યાં બેટીનું ફરજંદ થાય. ઘણાં કબુતર ખ્વાબમાં જોનાર કીસમતદાર ઓરત પામે કે બાંદી ખરીદ કરે. જે ઘણી ખવાબમાં કબુતરને મારે તે પોતાની ઓરતને તલાક દે. ખવાબમાં કબુતરનું ગોશત ખાવું તે ઓરતનો માલ ખાવા બરાબર છે. કબુતરનાં બચ્ચાં જોઇએ તો આપણી ઓરતથી નફો પામયે. ખ્વાબમાં કબુતરને દાણા પાણી નાખતાં જોય તો બેગાની ઓરતને હીલાથી પકડે. અગર ઓરત ખ્વાબમાં કબુતર દેખે તો મરદને ઢુંડે. કબુતરની લડાઇ ખવાબમાં જોવાથી બદકામોની કોશેશ કરે.

કમર ઉપર કમરબંધ બાંધેલો જોવાથી તેની કીમત મુજબ માલ પામે, તથા બેટો આવે. કમરપરથી કમરબંધ તુટે એવો ખવાબ જોય તો મરે કે કાંઇ મોટું નુકસાન થાય. કમર ઉપર જડાવદાર તલવાર જોવાથી સરદારી હાસલ થાય. કમર ભાગી કે લુલી જુવો તો જુલમ પોહોંચે.

કમાન તીર વગર ખેંચી એવું દેખે તો સફરથી ફાયદો પોહોંચે. કોઇ કમાન પોતાને આપે એવું જુવે તો પોતાને ત્યાં અથવા કુટુંબમાં બેટાનું ફરજંદ થાય. ખવાબમાં કમાનથી તીર ફેંકે તો સારી મીઠી વાતો સાંભળે. નવી કમાન જુવે તો નેક ઓરત કરે જેને પેટે નેક બેટો આવે, અથવા તો પાદશાહથી ફાયદો થાય. કમાન ખવાબમાં ખોવાય, ભાગે, યા કોઇને આપે તો પોતાની ઓરતને કાઢી મુકે. પોતાને હાથે કમાન બનાવતાં દેખે તો નેક કામ તેથી નીપજે. ખવાબમાં કમાનની કીમત લઇને વેચે તો પૈસાને વાસ્તે દીનને ડુબાવે. ઘણી કમાન જોય તો ઘણા દોસત થાય.

**કરવત**—જો કવરતથી કોઈ ઝાડ કાપતાં દેખે તો તેના માલેકથી તે જુદો પડે. અગર બેટા, ભાઇ, કે બેહેનને કરવતથી કાપતાં જુવે તો તેથી જુદાઈ થાય. અગર પોતે કરવત રાખતો હોય એવું જુવે તો પોતાના બેટાને ઘર બેઠો આવે, અગર પોતાને ઘર બેટો નહીં હોય તો કોઇ ચોપગાંનો માલેક થાય. ખવાબમાં કરવત જોવાની દલીલ ફરજંદ, ભાઇ કે કબીલા સાથે તાલુકો રાખે છે.

**કરનાયનો અવાજ**—ખવાબમાં પોતાને કરનાયનો અવાજ કરતાં જોય તો પોતાના ભેદથી આદમીઓને ખબરદાર કરે. કરનાયના અવાજ ખવાબમાં સાંભળનાર મરદને મુસીબત તથા ઓરતને રૂસવાઇ પોંહોંચે છે.

**કરચલું અથવા કેકડો** ખવાબમાં જોવો કમીના આદમી ઉપર છે. કરચલું પોતે પકડેલું દેખે તો કોઇ હલકા મરદની દોસતી થાય અને તેથી ફાયદો પામે. કરચલું મારેલું જુએ તો બુરી ખસલતના આદમીથી દુરી પકડે. ખવાબમાં કરચલાનું ગોશત ખાતાં જો જોય તો માલ હાસલ થાય.

**કરડવું**—ખવાબમાં કોઇ મોહોબતથી કરડે તો નુકસાન પોહોંચે. ગધેડું ખવાબમાં કરડે તો જોનારનું કામ સરવે સખતીભરયું ને મુશકેલ બને.

**કરછી** કોઈ પરહેજગાર પોતાની પાસે જુવે તો ઘેરનો ચાકર નુકસાન કરે. ખવાબમાં કરછી જોવી ઇંતબારૂ આદમી તથા ચાકર સાથે તાલુકો રાખે છે.

**કરકટી** ( જુઓ જનાજો. )

**કરજ** ખવાબમાં જોનાર ગમથી છુટે અને કરજ વગરનો થાય

**કરંજો**—અગર કોઇ પોતાને ખવાબમાં કરંજો બનાવતાં જુવે તો પોતાના આદમી સાથે મક્કર કરે, અગર કરંજામાં પાણી થયલાં દેખે તો પોતે હીલા મકકરથી માલ જમા કરે, યા પોતાને કરંજામાં પડેલો દેખે તે પોતે હીલા મક્કરમાં ગીરફતાર થાય. અગર લોકોને બાગમાં પાણી સીપતાં અથવા બાગને પાણી પાતાં જુવે તો પોતાની ઓરત સાથે સોહબત કરે જેથી નફો પામે.

**કરાઇ**—કોઇએ કરાઇનું કામ ખુવાબમાં કીધું એવું જુએ તો તે મરદ દીનદાર ને નેક મનશનીનો હોય, તે છતાં બુરાંઓના સંગતમાં ફસી બુરો થાય. એ કામ કરવું ખુવાબમાં જોવાથી એલમમાં વધારો થાય મગર દરદ પોહોંચે.

**કરાલીઓ** ખુવાબમાં જઇફ તથા ગુમરાહ મરદ સાથે તાલુકો રાખે છે—જેમકે ખવાબમાં કરાલીઓ આપણાથી નાહસતો જોઇએ તો તેવા માણુસ ઉપર ફતેહમંદ થઇએ.

**કરાંનો વરસાદ** ખવાબમાં જોવાનું આજાબ તથા તંગી સાથે સંબંધ રાખે છે. અગર બર વખતે ખવાબમાં થોડાં કરાં વરસતાં દેખે તો નેયામતની કુશાદી થાય યા તો હલાલ મેહેનતનો માલ પામે. અગર ખવાબમાં કરાં ખાય તો હલાલ મેહેનતનો બદલો મેળવે તથા તેની ઉમર દરાજ થાય.

**કલમ** ખુવાબમાં હાથમાં ધરેલી દેખે તો મુરાદ તથા એલમ હાસલ થાય. અગર કલમે સારૂં લખતાં દેખે તો નેકી પહોંચે—ખરાબ લખતાં દેખે તો બુરાઇ થાય. હાથમાં કલમ જોવાથી તેના એલમથીજ રોજી મળે. કલમે કરી લખતાં તથા તે લખેલું વાંચતા જુવે તો તેનું મોત નજદીક હોય. અગર લખેલું કેતાબની માફક હોય તો ઇજત અને મરતબો પામે. અગર કલમને પોતાને હાથે ભાગી ગયલી જુવે તો તેની આખર કમ થાય. હાથમાં પકડેલી દેખે તો તેને ત્યાં દાનાવ બેટો આવે. કલમદાન ખુવાબમાં દેખે તો પહરેજગાર ઓરત પામે.

**કલમદાન** ખવાબમાં જોવાનું પરેહજગાર ઓરત ઉપર દલીલ છે.

**કલાઈ**—અગર કોઇ ખવાબમાં પોતાના માલ તરીકે કલાઇ દેખે તો મતા હાસલ કરે. અગર થાલી, રકાબી, વગેરે તમામ વાસણ કલાઇનાં જુવે તો કોઇ તેની ખીદમત કરે. જો કોઇ ખવાબમાં પોતાને કલાઇ ગાળતો દેખે તો તેની આલમમાં નીંદા થાય. ખવાબમાં કલાઈ જોવાનાં ત્રણ પરીણામ છે—૧ લું નફાનું.—૨ જું નોકર પામવાનું.—૩ જું ઘરની મતા હાંસલ કરવાનું.

**કલીઓ ગોસ્તનો** ખુવાબમાં પાણીમાં પકાવેલો જોવો સારો છે. અગર પાણીએ પકાવેલો લેહેજતદાર કલીઓ દેખે તો નફો પામે.

અગર માછલીનો કલીઓ જુવે તો મુસાફરીથી ફાયદો થાય. ખવાબમાં કલીઓ ખરાબ ગોસ્તનો ખાવાથી નુકસાન થાય છે.

**કલેજી** ખવાબમાં જોવી તે છુપા માલ ઉપર છે. કલેજું મોટું જોય તો ગંજ પામે. ગાયની કલેજી જોવાથી પણ ગંજ હાંસલ થાય. વળી કલેજી જોવાથી ફરજંદખી પેદા થાય. પકાવેલી યા કાચી કલેજી જોવાથી ગેબી એલમ હાંસલ થાય તથા માલ પામે. અગર કલેજી ઘરમાંથી બાહેર લઈ ગયો યા આતશમાં બાળી નાખી એવું જુવે તો એલમ વીસરી જાય. ખવાબમાં કલેજું જોવાથી માલ પામે કે ફરજંદ તથા દોસ્તો વધે યા એલમ હાંસલ થાય.

**કયામત** ખવાબમાં જાહેર થાય અને તે શેહેરના લોકો જાલમ હોય તો તે શેહેરને બલા પોહોંચે. વળી એમબી કહે છે કે ખુવાબમાં કયામતનો દીવસ દેખે તો તે શેહેર ઉપર કોઇ બીજો પાદશાહ ફોજ લાવી લડાઇ શરૂ કરે.

**કસતુરી** કોઇ આદમી પોતા પાસે દેખે તો તેની તારીફ થાય. અગર પોતે ઘણી કસતુરી લગાડેચ એવું દેખે તો બીજા ઉપર હેશાન કરે. નાફામાંથી કસતુરી બાહેર કાઢતાં દેખે તો તવંગર ઓરત કરે.

**કસાઇ** (કસાઇ) ને ખવાબમાં જોવો મોત ઉપર છે. ખવાબમાં કસાઇ ઘરમાં કે તેને લગતી ગલીમાં દેખે તો તે જગા ઉપર કોઇ મરે. ખવાબમાં પોતાને કસાઇપણું કરતાં દેખે તો કોઇને આજાર દે તથા જખમી કરે. પોતાને કસાઇનો શરીક થયલો જોય તો જુલમગારનો સાથી થાય.

**કાકડી** ખવાબમાં કાકડીના હીગામ ઉપર દેખે તો નેક વાત સાંભળે, તથા તેની મુરાદ બર આવે, અને તેનો હીગામ નહી હોય ને ખાય તો ગમ પેદા થાય.

**કાગડો** ખવાબમાં જુવો તો બુરા મરદ તથા જુઠી ઓરત ઉપર છે. અગર કોઇ કાગડો રાખતો દેખે તો તેવાં આદમીઓ સાથે વેહેવાર રાખે અને જુઠા કામમાં વહવાય. અગર કાગડાનો શેકાર કીધો દેખે તો જુઠી જગાએથી નેઆમત હાથ આવે.

ઘણા કાગડા દેખે તો તે ઉપર લશકર આવે. અગર કાગડો પોતાની ચાંચે કોઇ ચીજ કાઢી લઇ ગયો દેખે તો કોઈ બુરો માણસ તેનાં ઘરમાંથી ચોરી કરે.

**કાગજ લખવું**—ખવાબમાં કાગજ લખવું મીરાસ ઉપર છે. અગર લીલા અક્ષરે કાગજ લખ્યું દેખે તો દાનાવ મરદથી આરામ પામે. અગર જરદ અક્ષરથી કાગજ લખેલું જોય તો આજારી માણસથી નફો પામે. વગર લખેલું કાગજ દેખે તો કાંઈ હાંસલ થાય નહી

**કણબી** ખવાબમાં દેખે તો આદમીઓથી મીરાસ પામે.

**કાચ** ખવાબમાં જોય તો ચાકરથી મુરાદ બર આવે.

**કાચબો** ખવાબમાં જોવો પરહેજગાર તથા દાનાવ મરદોપર છે જેની સોહબતથી નફો પામે. ખવાબમાં કાચબાનું ગોશત ખાતાં પોતાને જોય તો સારો એલમ હાંસલ કરે. અગર પોતા પાસ કાચબો છે અગર કાચબો પોતાના ઘરમાં આયોછ એવું જણાય તો પરહેજગારોની દોસ્તી વધે.

**કાચનો શીશો** ખવાબમાં જોવો ઓરત ઉપર છે. શીશામાંથી શરાબ પીતાં દેખે તો તે ઓરત કરે તથા ઘણોએક માલ પામે. ખવાબમાં શીશો ભરીને કોઇને શરાબ આપતાં દેખે તો તેને ઓરત કરાવે. અગર ખવાબમાં સફેદ શીશો પોતાની પાસે છે તથા તે ઉપર પોતાનું નામ લખેલું છે એવું દેખે તો દીન તથા દુનયાઇ દોલત પામે તથા તમામ હાજત બર આવે. અગર ખવાબમાં શીશો પડી ગયો કે ભાંગી ગયો દેખે તો પોતાની ઓરતને તલાક આપી બીજી ઓરત કરે.

**કાજી** ને ખવાબમાં જુએ તો મોહોતાંને મરતબે પોહોંચે. અગર કાજી દેખે અથવા તો કાજીને પોતા ઉપર હુકમ કરતાં દેખે તો જયારે જાગે ત્યારે તેમજ થાય. અગર દેખે કે કાજીએ મેહેરબાન નજર કીધી તો નફો પામે—અગર પોતા ઉપર ગુસ્સો કીધો દેખે તો ગમ પેદા થાય.

**કાંજી** ખવાબમાં જોવાથી રંજ તથા સખતી પોહોંચે. કાંજી પીતાં દેખે તો આજારી પડે. કાંજી નાખી દે યા નહી ખાય તો ગમથી

ખલ્લાસ થાય. કાંજી જેવી એ બીમારી, ગમ, લડાઇ, હાજત તથા ખરાબ કામની પરેહજીનો સબબ છે.

**કાઠી**–ખવાબમાં કાડી દેખે તો કોલનો તોડનાર તથા બેવફા થાય, અને લાકડાં ભાજતો દેખે તો દુશમનથી તોહમતદાર થાય. અગર લાકડું બળતું દેખે તો ખુશ મરદ ઉપર કુદરત પામે.

**કાદવ** ખવાબમાં દેખે તો દુનયાની પશેમાનીમાં ગીરફતાર થાય. અગર કાદવ ગુંતેલો દેખે તો તે દેખનાર ઉપર મુસીબત પોહોંચે. અગર કાદવમાંથી બાહેર નીકળયો દેખે તો દુન્યાની ગીરફતારીમાંથી છુટે.

**કાન** ખવાબમાં ટુટી પડયા દેખે તો જોરૂને તલાક દે યા તો કાંઇ છોકરાં હોય તો તે મરે. અગર કાન બેહેરા દેખે તો દીનમાં ફીસાદ કરે. અગર કાનમાં મોતી અથવા લુલક દેખે તો દૌલત તથા ફરજંદ વધે. અગર કાન કાપેલો ખવાબમાં દેખે તો મોતની દેહશત હોય.

**કાફલો** ખવાબમાં રાહની દરમયાન જોય તો સખતી પામે. અગર કાફલા માહેલો એક પોતાને દેખે તો નફો પામે. અગર કાફલા સાથે ઘર તરફ પોતાને જતાં જુવે તો પોતાનું બંધ રહેલું કામ પાછું ઉઘડે.

**કામ પુરૂં થવું**–ખવાબમાં જાણે દુન્યાનું કામ પુરૂં થયું દેખે તો તેનો હાલ નાજુક થાય. તેથી ઉલટું જોવામાં બી નરસ તથા નુકસાન છે.

**કામલ** ખુવાબમાં જોવી તે મોટા દીનદાર ઉપર છે. ખવાબમાં કામલ પોતાને હાથ આવે તો માલદાર ઓરત પામે–અગર ઓરત એવું દેખે તો માલદાર મરદ પામે. લીલી કામલ દેખે તો માલદાર તથા દીનદાર જોરૂ કરે. લાલ કામલ દેખે તો દીલખુશ ઓરત કરે. કામલ પીળી ખવાબમાં દેખે તો બીમાર ઓરત પામે. અગર કાળી કામલ ખવાબમાં દેખે તો ઓરતને હમેલ રહે. અગર કામલ ખોવાઇ એવું દેખે તો તેની દલીલ ઉલટી જાણવી.

**કારંજો** ખવાબમાં દેખે તો તવંગર થાય.

**કાહુને** ખવાબમાં તેની મોસમપર ખાતાં દેખે તો ગમ પેદા થાય. અગર કડવી માલમ પડે તો નુકસાન થાય.

**કાંટો** ખવાબમાં જોવો, કરજ ઉપર છે, જેમકે બદનમાં કાંટો ભોકાયલો દેખે તો કોઇ પાસથી કરજ કહાડે તથા કોઇના સખુન સાંભળે. અગર પોતે કોઇને કાંટો ભોકયો દેખે તો કોઇનું કરજ આપી નરસ સખુન સાંભળે.

**કાંસકી** ખવાબમાં રાખે તો કોઇ મરદ સાથે કામ પાડે. કાંસકી માથું યા દાહાડી હોળતાં જુવે તો રંજથી છુટીને રાહત પામે, અને કરજદાર હોય તો તેથી છુટે. ખવાબમાં કાંસકીના ઘડનારને દેખે તો એવા મરદ સાથે કામ પાડે જે તેથી એ વાત સારી સાંભળે

**કાંસું** ખવાબમાં જોવું ખરાબ મરદ ઉપર છે.

**કીડા તથા કરમ** કોઇ ખવાબમાં પોતાના પેટમાં ઘણા થયલા દેખે તથા પેટમાં ખાતાં માલમ પડે તો તેનાં બચ્ચાં તેનો માલ ઘણો ખાય. અગર કીડા અથવા કરમ પોતાના પેટમાં જુવે તો માલ તથા બુજરગી પામે. પોતાના તનથી કીડાઓને નીચે નાખયા એવું દેખે તો પોતાનાં ફરજંદોને ઘરમાંથી કાહડી મેલે. ખવાબમાં કરમ નાખમાંથી, કાનમાંથી કે સફરાના સુરાખમાંથી નીકળી પડેલા દેખે તો તેની દોલત વધે, તેમજ ઘરમાં કે લાકડાંમાં કીડા અથવા કરમ દેખે તો તેની દોલત વધે.

**કીડી**–ખવાબમાં ઘણી કીડીઓ જોવી તે જઇફ દુશમન ઉપર છે. કીડી ઘરમાંથી બહાર આવી અથવા ઉડી ગઇ એવું જોય તો તેના કબીલાના માણસો સફરે જાય.

**કીસમીસ**–ખવાબમાં કીસમીસ ખાતાં કે રાખતાં જોવાથી બુજોરગી પામે. કીસમીસ આપતાં કે વેચતાં જુવે તો આસાનીથી આરામ પામે. ખવાબમાં કીસમીસમાંથી પાણી કાઢીને પીધું દેખે તો તે જોનાર દાનાવ હોય તો તેનો એલમ તથા ટેક વધે. અગર ઘરમાં ઘણી કીસમીસ લાવયો એવું દેખે તો માલ તમામ તેને પોહોંચે.

**કુવો** ખવાબમાં ખોદતાં દેખેતો તે ઓરત કરે. કુવાનું પાણી પીધું તો ઓરતનો માલ ખાય. કુવો ખોદતા પાણી નહીં નીકળે તો દુરવેશ ઓરત કરે. કુવામાં પાણી ઘણું હતું એવું

દેખે તો જોનાર મરદ યા ઓરત જવાન તથા સુખી હોય. કુવામાંનાં પાણી કાળાં જોવાથી ગમ પેદા થાય. સફેદ પાણી નીકળેલાં જોય તો મીરાસ તેને પોહોંચે. કુવામાં પાણી ઉડું ગયાં એવું જોય તો તેની ઓરત હલાક થાય. ખવાબમાં જાણે કુવામાંથી પાણી કાઢતાં માહે પડયો એવું જોય તો તેને અધુરે મહીને ફરજંદ આવે. ખવાબમાં કુવો ખોદવો દેખે તો કોઇની સાથે નેકા પાડવા બરાબર થાય. ખવાબમાં કુવામાંથી પાણી કાઢીને જમીનપર ઢોળતાં પોતાને દેખે તો પોતાના માલે ખરચ કરે અગર પોતાને કુવામાં પડેલો દેખે તો મકર તથા હીલામાં ગીરફતાર થાય. કુવામાંથી પાણી કાઢીને બાગમાં સીપતાં જોનાર ધણી ઓરત સાથે સંગત ધણી રાખે, અગર પોતાના કુવામાંથી પાણી નીકળીને જારી થયલું જોય તો તવંગર ઓરત સાથે પરણે જેથી માલદાર થાય.

**કુંચી** ખવાબમાં જોવી જવાંમરદી તથા કામની કોશાદગી ઉપર છે. ખવાબમાં પોતા પાસે કુંચી ધણી દેખે તો બુજરગીએ પોહોંચે. ખવાબમાં કુંચી લોખંડની દેખે તો કૌવત પોહોંચે, ત્રાંબાની યા કલાઈની દેખે તેની વાત દાનાઇભરેલી હોય. લાકડાંની કુંચી દેખે તો નુકસાન પુગે. પીતલની, રૂપાંની યા સોનાની દેખે તો માલ ધણો પેદા કરે. ખવાબમાં કુંચીએ કરી તાળું ખોલે તો તેની હાજત રવા થાય. ખવાબમાં કુંચીથી તાળું ઉઘાડી નહી શકાય કે કુંચી ખોવાઇ જાય તો તેને નુકસાન પુગે તથા રોજીથી તંગ રહે અગર એક કુંચીથી બે તાળાં ખોલે તો નેકબખત ઓરત હાથ આવે.

**કુજો** ખવાબમાં સફેદ જુવે તો કની ગુલામ હાથ લાગે, યા કાળો માટીનો કુજો હાથ આવે તો લોંડી હાંસલ કરે. ખવાબમાં રૂપાંનો કુજો દેખે તો માલ મેળવે. કુજો ખવાબમાં ભાગો જોય તો નુકસાન પોહોંચે.

**કુતરો**—ખવાબમાં કાળો કુતરો દેખે તો આરબ દુશમન હોય. સફેદ કુતરો દેખે તો આજેજ થાય ને તેની સાથ બોલવું પડે.

ખવાબમાં કુતરાએ પોતાને અવાજ માર્યો દેખે તો દુશ્મનથી સખુન સાંભળે. ખવાબમાં કુતરાએ કરડયો દેખે તો દુશમનથી ડર પોહોંચે. કુતરાનું મોઢું પોતાનાં કપડાંને લાગું એવું દેખે તો દુશમનથી દલગીર થાય. કુતરાએ કપડાં કરડયાં દેખે તો નુકસાન પોહોંચે. કુતરાને રોટી મુકતાં જુએ તો રોજી ઘણી વધે. કુતરીનું દુધ પીધું જોય તો ડર ઘણો પહોંચે. કુતરો આપણાથી નહાસે તો દુશમન નાહસે. કુતરી પોતાના ઘરમાં આવી દેખે તો કમીની ઓરત ઘરમાં આવે. શેકારી કુતરો ખવાબમાં દેખે તો જાહેર દુશમન થાય. ખવાબમાં શેકારી કુતરાએ શેકાર કીધો એવું જોય તો સારૂંજ થાય. કુતરાનું ગોશ્ત ખવાબમાં ખાધું એવું દેખે તો મીરાસ પામે

**કુદવું**—ખવાબમાં એક જગયાથી બીજી જગ્યા ઉપર કુદતાં જોય તો હાલત બદલાય યા મુસાફરીએ જાય. એક નદીમાંથી બીજી નદીમાં કુદતાં જોવું તે બુરી હાલતમાંથી નેક હાલતમાં આવવા બરાબર છે.

**કુંડી** ખવાબમાં જોવી ઓરત ઉપર બયાન છે.

**કુડો ચીભડાનો** ખવાબમાં જોવો અમાનતદાર મરદ ઉપર છે. ઘીની કુડી પોતે રાખી દેખે તો કોઇ વફાદાર આદમી સાથ કામ પાડે. કુડો ખરાબ ગંધાતો અને જુનો પુરાણો દેખે તો ગમ પોહોંચે. ખવાબમાં પોતાને હાથે કુડો ખોવાયો દેખે તો કોઇ બુજરગવારથી જુદો પડે.

**કુરતો** ખવાબમાં જોવાની દલીલ કૌવતી ઉપર છે. સફેદ કુરતો પેહેરેલો દેખે તો ગમથી છુટે. લીલો જુવે તો કોઇ દાનાવથી નફો પોહોંચે. પીળો જુવે તો આજારી પડે. લાલ જુવે તો ખુશાલીમાં મશગુલ હોય. ખવાબમાં કુરતો બાળી નાખયો યા ગુમ થયલો દેખે તો કૌવત કમ થાય.

**કુરશી** ખવાબમાં દેખે તો એલમ શીખે. આસમાન ઉપર જઇ કુરશી ઉપર બેઠો એવું જોય તો તેનું કામ બુલંદીભરયું થાય અને ખલકમાં બુજોરગ તથા પયારો થાય. અગર ખવાબમાં કુરશી લઇને તે ઉપર બેઠો તેની દલીલ એજે તે ઓરત કરે

તેથી નેક ફરજંદ થાય. અગર ખવાબમાં ભાગીતુટી કુરશી દેખે તો તેની ઓરત મરે યા ઓરતને તલાક આપે.

**કુલંગ** ખવાબમાં જોવાની દલીલ દુરવેશ ઉપર છે. જો ખવાબમાં કુલંગ પકડે તો જોરૂ સાથે મળે અને તેથી ફાયદો દેખે ખવાબમાં કુલંગનું ગોશત ખાય તો માલ પામે. ખવાબમાં ઘણા કુલંગ પોતાને તાબે દેખે તો દુરવેશોનો પાદશાહ થાય. અગર ખુવાબમાં કુલંગનાં ઈંડાં દેખે તો સફર જાય યા ઓરતને વધ્યા કરે.

**કુશતી અથવા જનોઇ**–ખવાબમાં કુશતી કમર ઉપર યા જનોઇ પોતાનાં ગળામાં નાખેલી જોનાર પાક પહેરેજગાર હોય તો ખલકનો ઇનસાફ કરે. અગર નેક નહીં હોય તો તોબા કરે. જનોઇ યા કુશતી હાથમાં ધરી દેખે તો દીનમાં જઇફ થાય. જે કોઈ કુશતી કમર ઉપર બાંધેલી દેખે તે દીન કવી થાય.

**કુશતી રમવી**–ખવાબમાં કોઇ સાથે કુશતી રમે અને તેમાં પડે તો તેનો હાલ નેક થાય. અગર હરીફની બરાબર ઉતરે તો ખલકમાં સંપજ સાથે રહે.

**કુશાદે જગો**–જાણે તંગ જગામાંથી કુશાદે જગામાં ગયો એવું ખવાબમાં દેખે તો કામ બંધ પડેલું પાછું ખુલું થાય. અગર એથી ઉલટું દેખે તો રોઝી કમ થાય.

**કેતાબ પઢવી** ખવાબમાં દેખે તો દીનનું કામ અખત્યાર કરે. અગર ખવાબમાં તવારીખોની કેતાબ પઢે તો પાદશાહનો દોસ્ત થાય. ખવાબમાં હકીમોની કેતાબ પઢે તો દાનાઇભરેલો થાય. ખવાબમાં ગઝલની યા બેન કે રાગની તારીફની કેતાબ પઢે તો લોકો વદવાય એવાં કામો કરે ખાતાંવહી કે હીસાબની કેતાબ ખવાબમાં જોય તો દુન્યાની મતામાં દરદમંદ થાય.

**કેરબા** ખવાબમાં જોવા દરદ તથા બીમારી ઉપર છે. અગર ખવાબમાં કેરબા ઘણા રાખતો દેખે તો ઘણી મેહેનતથી માલ પામે. અગર કેરબા પોતાથી દુર દેખે તો આજાર ઘણા દીવસ સુધી ભોગવે પણ આખેર સારૂં થાય.

**કેરબાસી અથવા દારૂનો કેરબો** ખવાબમાં દેખે તો કોઇ પીરમરદથી માલ પોહોંચે. અગર કેરબો ફુલના અરક કે ગુલાબના પાણીએ ભરેલો દેખે તો હલાલ રોજી પામે. ખવાબમાં કેરબો ખાલી દેખે તો કંઇ સારૂં માઠું નજર નહીં આવે. કેરબો દારૂનો ભરેલો દેખે તો તે દોલતની નીશાની છે.

**કેરી** જો કેરીના હીગામ ઉપરજ તેના ખવાબમાં દેખે તો તેની મુરાદ બર આવે.

**કેળનું ઝાડ** ખવાબમાં દેખે તો હલાલ માલ પેદા કરે, યાતો નેક ઓરતથી કે તવંગર મરદથી ખુશી દેખે.

**કેસર** ખવાબમાં જોય તો આજારી પડે. જો પીળું ખાનું યા હલવો ખવાબમાં દેખે તો હલાલ માલ પામે. જે કોઇ પીળો રંગ ખવાબમાં દેખે તો ફતેહ પામે (વળી એમબી કહે છે કે આજારી પડે.)

**કોટ અથવા કીલ્લો** ખવાબમાં કીલ્લો જોવાની દલીલ પાદશાહ અથવા હાકેમ ઉપર છે. અગર કીલ્લો ઉસ્તવાર તથા મજબુત દેખે તો પાદશાહને કૌવત પોહોંચે. ખવાબમાં કીલ્લો અથવા કોટ પડી ગયલો દેખે તો શેહેરના હાકેમની અજલ આવે. કીલ્લો યા કોટ નવો બનાવ્યો દેખે તો શેહેરમાં કોઇ નવો પાદશાહ થાય.

**કોડીઉં**–ખુવાબમાં જોવું ઓરત ઉપર છે. અગર કોડીઉં ભાંગું દેખે તો તેની ઓરત મરે. અગર કોડીઉં ચેરાગ સાથે રોશન દેખે તો તેને ત્યાં બેટા આવે.

**કોલાહ અથવા ટોપી** ખવાબમાં જોવી તેની કીંમતના પ્રમાણમાં ઇજત અથવા મરતબા ઉપર છે. અગર કોઇ પોતાના માથાં ઉપર બે ખુણાવાલી ટોપી જોય તો પાદશાહથી અમલ પામે. અગર પોતાના સર ઉપર પરહેજગારીની કોલાહ જોય તો દુશમન ઉપર ગાલેબ થાય. અગર ખવાબમાં પોતા પાસ તુરકી ટોપી જુવે તો સખતીથી નફો પામે. માથાં ઉપર મોગલાઇ કોલાહ જોવાથી ઇજત પામે. રેશમી ટોપી સર ઉપર જુવે તો ખુબી પેદા થાય જરીન ટોપી જોવાથી માલ હાંસલ થાય. અગર સર ઉપર લોખંડની કોલાહ જુવે તો પાદશાહથી ઇજત અને

કૌવત પામે. લાકડાંની ટોપી સર ઉપર જોવાથી આદમીઓમાં પયારો થાય. અગર સર ઉપરથી કોલાહ પડી ગઇ એવું જોવામાં આવે તો ગમમાં પડે. સર ઉપર સારી તોપી જુવે તો બુજોરગી તથા નફો પામે. અગર તેના સર ઉપરથી કોઇએ કોલાહ લીધી તો તે મરતબો પામે. અગર સર ઉપર નવી કોલાહ જોય તો હોરમત જીઆદા થાય અગર ઉનની કોલાહ સર ઉપર જુવે તો બુજોરગી પામે. સફેદ કોલાહ સર ઉપર જુવે તો દીન પર ચુસત રહે. લીલી કોલાહ જોય તો બંદગી કરે. ખવાબમાં માથાં ઉપર લાલ ટોપી જુવે તો દીનમાં નુકસાન હોય. ખવાબમાં જરદ કોલાહ જુવે તો બીમારી થાય. જડાવદાર ટોપી જુવે તો બુજોરગી પામે. ખવાબમાં તેની ટોપી આતશમાં પડી એવું જુવે તો હાકેમ ગધેડે બેસાડી રૂસવા કરે. ખવાબમાં ટોપીના સીવનારને જુવે તો કોઇ બુજોરગ આદમી તેની ખીદમત કરે.

**કોશ**–ખવાબમાં જોય કે તે કોશ જોડીને બાગમાં પાણી શીંપે છે તો અચબુચ દોલત આવે કે ન ધારેલો વારસો મળે.

**કોહોલી**–ખવાબમાં કોહોલી સાથે લડાઇ કરે તો કોઇ સગાં સાથે ટંટો થાય. કોહોલી પકડી લાયો એવું જોય તો આજારી પડે. અગર કાહલી સાથે રમત કરતો જોય તો કોઇ ઓરત પર આશક પડે. અગર કાહલીનું ગોસત ખાધું એવું જોય તો બીમાર હોય તો સાજો થાય, અથવા જો કરજદાર હોય તો દેવામાંથી છુટે. અગર ખવાબમાં કોહોલીના બાલ, ગોશત તથા હાડકા જુવે તો માલ પામે.

**કોહોડીઆ**–માણસ ને ખવાબમાં જુવે તો માલમતાથી તવંગરી પોહોંચે. અગર પોતાના બદન ઉપર કોહોડ જુવે તો તેને માલ હાસલ થાય તથા હાજત બર આવે.

**કૌવતમંદ**–ખવાબમાં પોતે કૌવતમંદ હોય તે કરતાં જીઆદા કૌવતમંદ જુવે તો ખરેખર કૌવતમંદ થાય. એ જોવું નેકા બદી ઉપર છે.

**કંદીલ** ખવાબમાં રોશન જુવે તો બંદગી કરે. અગર તેના ઘરમાં રોશન કંદીલ જોય તો ઓરત કરે.

**કંટોલું**–ખવાબમાં કંટોલું જોય તો ફીકર તથા ગમ પેદા થાય. કંટોલું ખાતાં જુવે તો બીમારી પેદા થાય.

---

## ખ

ખચ્ચર–ખ્વાબમાં ખચ્ચર તાબેદાર નહી હોય એવું જુવે તો બુરી ખસલતના મરદ ઉપર છે. અગર ફરમાબરદાર જુવે તો ખેર અને ખુબી પેદા કરે. અગર ખ્વાબમાં જીન વગરના ખચ્ચર ઉપર બેસે તો શરમ જાય. અગર નર ખચ્ચરને દેખે તો પોતે સફરમાં ઘણું લગી રહે. અગર ખ્વાબમાં ખચ્ચરની માદા ઉપર બેસે તો માલદાર ઓરત કરે. અગર ખચ્ચર ઉપર જીન યા પાલણુ યા અમારી મુકી એવું જુવે તો તેની ઓરતને બેટો આવે. અગર ખ્વાબમાં સફેદ ખચ્ચર ઉપર બેસે તો ખુબસુરત ઓરત કરે. અગર લાલ ખચ્ચર ખ્વાબમાં જુવે તો તેની ઓરત ખુશીની દોસ્ત હોય. અગર જરદ ખચ્ચર જુવે તો ઓરત આજારીની મીશાલ હોય. ખ્વાબમાં ખચ્ચરમે બ્યાતાં જોય તો દુશમન ઉપર ફતેહ પામે. મરદ ખ્વાબમાં ખચ્ચર જુવે તો જબુન તથા ઓરત જુવે તો નેક છે. અગર ખ્વાબમાં ખચરી વેચી એવું જુવે તો લોંડી વેચે. અગર ખ્વાબમાં ખચ્ચર ઉપર જીન અને લગામ સાથ બેહેલો જુવે તો ઉમર દરાજ થાય અને મુરાદ પાડ પડે. અગર ખ્વાબમાં પોતાને ખચ્ચર સાથે વાત કરતાં જોય તો એવાં કામ કરે કે આદમીઓ તાઅજુબ થાય. અગર ખ્વાબમાં ખચ્ચરને મારી નાખે તો માલ ઘણો પામે, યા ખચ્ચર ખોવાયું જુવે તો તે ઓરતથી જુદો પડે. અગર ખ્વાબમાં ખચરનું ગોસ્ત ખાધું જુવે તો બીમારી પેદા થાય. અગર ખચરીનું દુધ દોહીને પીધું તો દર પોહોંચે. ખ્વાબમાં ખચર જોવાની દલીલ પાંચ છે; સફર, જીંદેગાની, ફતેહ પામવું, ખુબી તથા આરાસ્તગી અને નાદાન આદમી.

ખંજર–ખવાબમાં ખંજર હાથમાં રાખતો જુવે તો તેને કોઈ સાથે લડાઇ થાય. અગર ખવાબમાં ખંજર ખોવાયલું જુવે તો લડાઇ ટળે. યા ખવાબમાં ખંજર સાથે બીજાં હથીઆર રાખતો જુવે તો દુશમન ઉપર ગાલેબ આવે અને તેનું કામ મુરાદથી થાય.

ખજાનો ખવાબમાં હાથ આવ્યો એવું જુવે તો આજારી પડે. અગર ખવાબમાં ખરાબ જગ્યા ઉપર ખજાનો જુવે તો સખ્તી પામે. આબાદ જગ્યા ઉપર ખજાનો જુવે તો આરામ પામે.

ખજુર ખવાબમાં જેવો ખજાના ઉપર છે. અગર ખવાબમાં પોતાને ખજુર ખાતાં જોનાર ધણી દાનાવ હોય તો તેનો એલમ જીઆદા થાય, અગર કોઇ વેપારી કે સોદાગર એવું જોય તો તેનો માલ વધે, યા ખજુર ખાઇને ઠળીઓ નાખી દીધો જુવે તો દીનનો હોકમ બજાલાવે. અગર ઘરમાં ખજુરનું ઝાડ હતું અને તે ઉપર મેવો ઘણો હતો એવું જુવે તો તે અસીલ ઓરત કરે તેથી નફો પામે. અગર સુકાયલું ખજુરનું ઝાડ દેખે તો ઓરત મરદથી જુદાઇ કરે. અગર સહરામાં સુકાયલું ખજુરનું ઝાડ લીલું થતું જુવે તો તે બીમારીથી આરામ પામે. અગર ખવાબમાં ખજુરનાં ઝાડને કાપી નાખ્યું એવું જુવે તો તેના ઘરનાં લોકો માહેથી એક બીમાર પડે. અગર ખવાબમાં ખજુર તાજો રાખતો જુવે તો સખતીથી માલ હાસલ થાય. અગર ખવાબમાં લીલો ખજુર યા સુકો ખજુર ખાધો એવું જુવે તો તેનું કામ ઓસાતવાર થાય, અગર પોતે ખવાબમાં ખજુરનું ઝાડ જડમાંથી કાપી નાખતા જુવે તો તેનું કામ ખરાબ થાય. અગર

ખ્વાબમાં ખજુરનાં ઝાડને કાળી દરાખનો વેળો લાગેલો જોય તો હીંનદુસ્થાની લોંડી રાખે અને તેને પેટે બેટી આવે. અગર ઝાડપરથી સુકો ખજુર તોડી લીધો એવું જુવે તો બુરા આદમીથી પાકીજા સખુન સાંભળે. વળી એમબી કહે છે કે ગમથી આરામ પામે. ખ્વાબમાં ખજુર જોવો તે પાક દીન અને હલાલ માલ ઉપર છે. ખ્વાબમાં તાજો ખજુર જોય તો આંખની રોશની અને નેક ફરજંદ ઉપર છે.

**ખટાસ** ઘણી જાતનો ખ્વાબમાં જુવે તો ગમ પેદા કરે. અગર કંઇ ખાટી ચીજ ખ્વાબમાં કોઇએ પોતાને આપી એવું જોય તો ગમ પોહોંચે.

**ખડીઓ**–ખ્વાબમાં ખડીઓ કાચનો દેખે તો કબીલા સાથે જુદાઇ થાય. ખડીઓ સોનેરી દેખે તો ગમ પોહોંચે. ખ્વાબમાં ખડીઓ રૂપેરી યા પીતલનો દેખે તો ઓરતથી નફો પોહોંચે. ખડીઓ લોહોડાંનો દેખે તો ઉસનવાર કામ થાય, યા તાંબાનો ખડીઓ ખ્વાબમાં જોય તો ફોકટ મેહેનત કરે.

**ખભું** ખ્વાબમાં જોવું તે મરદની આહેસતગી ઉપર કહેવાય છે. અગર ખ્વાબમાં પોતાનું ખભું દરૂસ્ત તથા જોરાવર છે એવું જોય તો માનત કાંઇ ચુકે. અગર ખભું સુસ્ત દેખે તો અમાનત તેની ગરદન ઉપર રહે. અગર ખભાં ઉપર બાલ ઘણા દેખે તો જયાંથી ઉમેદ નહી હોય ત્યાંથી માલ આવી પોહોચે.

**ખમીર આટાનું**–ખ્વાબમાં જવના આટાનું ખમીર દેખે તો તે દરૂસ્ત ઉપર છે, અને ઘઉંના આટાનું દેખે તો માલ ઉપર છે કે સોદાગરીથી હાંસલ થાય, અને ખમીર ઉઠે યા નહી ઉઠે તે ફેસાદ ઉપર છે.

**ખરબુજા** ખવાબમાં જોવું બીમારી ઉપર છે. લીલું અને મીઠું ખરબુજું જોવું નફા ઉપર છે. અગર ખરબુજાને તેના હીંગામ ઉપર ખવાબમાં પોતાને ખાતો જોય તો તેનો ગમ દુર થાય, અથવા ઓરત કરે, યાતો તેને નફો કે ખુશી પોહોંચે.

**ખરાશ**—ખવાબમાં ઘંટીના ફેરવનાર ખરાશને દેખે તો તેની રોજી ફરાખ થાય. અગર ખરાશની ઘંટી ખવાબમાં જુવે તો ખુશી પોહોંચે. અગર પોતાને ખરાશપણું કરતાં જુવે તો દોલત વધે.

**ખરીદ કરવું**–ખવાબમાં કંઇ ખરીદ કરતાં કે વેચતાં પોતાને જુવે તો અસબાબ પામે.

**ખલાશી પામવું**—કોઇ ગોલામ પોતાના ખાવીંદથી આજાર જુવે તો બીમાર હોય તો આરામ પામે, અને કરજદાર હોય તો કરજ આપે–ગુનેહગાર હોય તો તોબા કરી પાછો ફરે–અગર ગમગીન હોય તો ખુશી થાય, યા બંધમાં હોય તો છુટો થાય.

**ખલી અનાજની** કરવી ખવાબમાં જુવે તો મરદ ઉપર છે–સખતીથી માલ હાંસલ કરે અને તે ખરચ કરી નાખે. અગર ખવાબમાં ખેતર કાપીને ખલીમાં લાગ્યો જુવે તો સખતીથી માલ હાંસલ કરે.

**ખલીલ અથવા ચીલ** જોવી જગાના પાદશાહ ઉપર છે. અગર ખલીલ તેને તાબે થયો એવું જુવે તો પાદશાહથી માલ તથા બુઝોરગી પામે. અગર કોઇ હમેલદાર ઓરત ખલીલ જુવે તો બેટો આવે અને તે ટોળાંનો સરદાર થાય.

**ખાક તથા ધુળ** ખવાબમાં જોવી તે રૂપીઆ તથા સ્ત્રી ઉપર છે. અગર પોતાના ઘરમાં ખાક જુવે તો તેની માફક માલ હાંસલ કરે. ખવાબમાં ખાક ખાતાં યા એકઠી કરતાં જુવે તો

માલ ઘણો હાંસલ થાય. અગર ખાક પોતાના ઘરમાંથી બાહેર કાઢતાં જોય તો વેપારમાં હરેક તરાંહની નુકસાની પોહોંચે.

**ખાંડ**–ખવાબમાં ઘણી ખાંડ રાખતાં જુવે તો હલાલ રોજી તથા માલ પામે. ખાંડ વેચાતી લેતો જુવે તો સારૂં છે, પણ ખાંડ ખરીદ કરતાં દેખે તો માઠું છે.

**ખાનું** ખવાબમાં આતશ ઉપર પકાવેલું જોવું તે નરસ છે. ખવાબમાં સખત તથા બેસવાદ ખાનું જોવું બીમારી ઉપર છે, તેમજ મીઠું અને લેહજતદાર જોવું તે ખુશાલી ઉપર છે. અગર જેટલું ખાનું ઘરમાં હતું તે સઘળું ખાધું એવું જુવે તો ઉમરની આખર આવે. અગર મુરદાં સાથે ખાનું ખાતો ખવાબમાં જુવે તો તે ખાનું મીઠું હોય. અગર દુરવેશને ખાનું આપ્યું જુવે તો ગમથી છુટે. કાફરને ખાનું આપ્યું દેખે તો દીનમાં મદદ કરે. ખવાબમાં ખુશબોઇદાર ખાનું ખાતાં જોય તો ખુશી પેદા થાય. અગર ખાનું બુરી લેહજતનું જુવે તો બુરાઇ હાંસલ થાય.

**ખારી જમીન** ખવાબમાં જુવે તો ફોકટ મેહનત કરે. ખવાબમાં ખારી જમીન ખેડતો જુવે તો જુઠો એલમ હાંસલ કરે.

**ખાહી તથા ખાડી** ખવાબમાં જુવે તો મકર તથા ઇજામાં પડે.

**ખુદાતાલાને** ખવાબમાં જુવે તો મેહરબાની પેદા થાય તથા બખશેશ પામે અને બેઉ જેહાનનો પ્યારો થાય તથા ગમથી આરામ પામે, તથા માલ જીઆદા થાય, ઉમર દરાજ થાય, મરતબો જીઆદા થાય, ફકીર જો ખુદાને જુવે તો તે તવંગર થાય, બંદીવાન જુવે તો બંદથી છુટે તથા સોદાગર જુવે તો અમીર થાય, અમીર જુવે તો પાદશાહ થાય, બીમાર જુવે તો

આરામ પામે. ખુદાતાઆલાને ખ્વાબમાં દીઠાંના ફાયદા ઘણાં છે.

ખુદાતાઆલાનાં દીદાર ખ્વાબમાં જુવે તો બેઉ જેહાંનથી નચીંત થઇને બેઉ જેહાનની મુરાદે પોહોંચે.

ખુબસુરત ઓરત ખ્વાબમાં જુવે તો ખુશહાલી પામે. જો ભુંડી ઓરતને જવાન જુવે તો બખત અને દોલત પામે.

ખુમચો ખાનાનો જુવે તથા તેમાં રોટી ખાતાં જોય તો માલ પામે. ખ્વાબમાં ખુમચો આગળથી ઉઠાવવો તથા નહી ખાવું એ સરવે બીમારીનો સબબ છે. ખુમચામાં ખાતું ઘણું હતું તે ખાધું તથા લેહેજતદાર ખાતું જુવે તો પોતાની પાકીજા ઉમર ગુજારે.

ખુશબોઇ ખ્વાબમાં સુંઘતાં જુવે તો જબુન તારીફ ઉપર છે. અગર નાખુશબોઇ સુંઘી જુવે તો આદમીઓ ઉપર ખીજે. ખુશબોઇ સુંઘતો જુવે તો તે મોત ઉપર છે.

ખુશાહાલી ખ્વાબમાં જુવે તો ફીકર ઉપર છે. કોઇથી ખુશાલ થયલો જુવે તો જેથી ખુશહાલ થયો હોય તેથી ગમ તથા અંદેશો પોહોંચે. વગર સબબની ખુશાલી જોનારનું મોત નજદીક હોય.

ખેજાબ—ખ્વાબમાં દહાડીને લગાડવાનો ખેજાબ જુવે તો તે કામ ઢાંકવા ઉપર છે. અગર માંથાને અને દહાડીને ખેજાબ કીધો તે ખેજાબનો રંગ લાગો જુવે તો તેની દલીલ જાહેરમાં પોતાના આદમીને દેખાડે. ખ્વાબમાં પોતાના બેઉ હાથ તથા પગને ખેજાબ કીધા એવું જુવે તો પોતાના ફરજંદ તથા ભાઇને સુધારે.

---

---

## ગ-ઘ

ગંધક ખવાબમાં જોવી ગમ અને દરદ ઉપર છે, તેના જોવાથી કંઇ
ફાયદો થાય નહી

ગધેડું ખવાબમાં જોવું વખત અને મોહોટાઇ ઉપર છે. અગર ગધેડું પોતાનું હતું એવું જુવે તો જરનો દરવાજો પોતા ઉપર કુશાદે થાય અને ગમથી આરામ પામે. અગર ગધેડાં ઘણાં રાખતો હતો એવું જુવે તો માલ તથા મીલકત જીઆદા થાય અને ગમથી આરામ પામે. અગર ગધેડું પોતાને તાબે થતું જુવે તો તેની દલીલ સારી છે. અગર પોતાને ગધેડે બેઠલો જુવે તો બુજોરગી પામે. અગર સફેદ ગધેડાં ઉપર બેઠલો છે એવું જોય તો ઇજત તથા મરતબાને પોહોંચે. લાલ ગધેડે બેઠલો જુવે તો આરામ પામે. જરદ ગધેડે બેઠલો જુવે તો આજારી પડે. લાલ ગધેડાં ઉપર પોતે બેઠલો જોય તો પરહેજગારી પામે. અગર ખવાબમાં હમેલદાર ગધેડીને જુવે તો ખુશી અને ઉમેદવારી પેદા થાય. અગર ગધેડાનું માસ ખાધું જુવે તો સોદાગરીથી માલ હાંસલ કરે. અગર પોતા ઉપર ગધેડું બેઠલું જોય તો રોજી ખરાબ થાય. ગધેડાં ઉપરથી પોતે પડી ગયલો પોતાને જુવે તો નુકસાન પોહોંચે. ખવાબમાં ગધેડીનું દુધ પીધું એવું જુવે તો બીમાર પડે પણ આરામ થાય. ગધેડું ખરીદ કીધું પણ કીંમત નહીં આપેલી દેખે તો બુજોરગીથી આરામ પામે. અગર તેનું ગધેડું એક આંખનું હતું એવું જોય તો રોજી કમ થાય. અગર બંને આંખ વગરનું ગધેડું જોય તો તેનો માલ જાહેર થાય. ગધેડું વેચીને બીજું ગધેડું લીધું જોય તો તેની રોજી ફરે. અગર તેનું ગધેડું ઉંટ સાથે ગયું એવું જોય તો તેની રોજી ફરે તથા પાદશાહથી જુલમ પામે. અગર તેનું ગધેડું બોકડું થઇ ગયું જોય તો માલ હલાલથી પોહોંચે. અગર તેનું ગધેડું મુરગ થઇ ગયલું જોય તો માલ હલાલથી પોહોંચે; અગર બીલાડી થઇ ગયું જોય તો માલ ચોરથી

હાંસલ થાય. ગધેડું ચોરાયું જોય તો ફેસાદમાં મશગુલ થાય. તેનું ગધેડું તવાના અને જોરાવર હતું એવું જોય તો દુન્યાનું કામ નેક થાય. ગધેડાં ઉપર બોજો મુકીને તે ઉપર બેઠેલો જોય તો તવંગર થાય, ખવાબમાં ગધેડાંનો અવાજ સાંભળે તો તેનું ફળ જબુન છે, યા તો તેના ફરજંદ નાફરમાન થાય.

**ગરદન મારવી**–ખુવાબમાં પોતાની ગરદન મરાઈ એવું જોનાર જો ગોલામ હોય તો છુટો થાય. અગર બીમાર માણસ એવો ખવાબ જોય તો આરામ પામે. ગરદન મારતી વખત સર જુદું નહી થયું હતું એવું જોય તો તે સરવે ગરદન મારનારને થાય. અગર ગરદન મારવું ખવાબમાં ફકીરને જોય તો સારૂં છે અને તવંગરને જોય તો ઘણું જબુન છે.

**ગરદન** ખવાબમાં જોવી અનામત ઉપર તથા દીનના મેહેલ ઉપર છે. અગર કોઇએ ખવાબમાં તેની ગરદન કાપી હતી એવું દેખે તો કૌવત પોહોંચે. અગર સાંપ તેની ગરદન ઉપર હલકો મારી બેઠેલો હતો એવું જોય તો માલનું જકાત નહીં આપેલું હોય. અગર ગરદન ઉપર બોજો છે પણ તેનો ભાર લાગતો નથી એવું જોય તો દીન ઉપર ઉસતવાર રહે તથા જીન્દગી લાંબી થાય. અગર ગરદન કાળી જોય તો અમાનતમાં ખયાનત્ત પેદા થાય. અગર ખવાબમાં પોતાની ગરદન ટુંકી જોય તો અમાનતથી ઉઠાવી લે. અગર પોતાની ગરદનને બાળી નાખી જોય તો અમાનતદારીથી પાછો રહે. અગર પોતાની ગરદનને બાળી નાખી દેખે તો અમાનતદારીથી પાછો રહે. અગર પોતાની ગરદનને બારીક દેખે તો અમાનતની દરૂસતાથી પાછો રહે. અગર પોતાની ગરદનની ઉપર બાલ જોય તો તે શખસ મુરાદે પોહોંચે. અગર પોતાની ગરદન ભારી જોય તો અમાનતમાં ખયાનત કરે. અગર કોઇ ગરદન ઉપર બેઠો જોય તો તે દુશમન ઉપર ફતેહ પામે.

**ગલી અથવા શેરી** ખવાબમાં જોય તે માલ ઉપર છે જે ઢીલાથી હાથમાં આવે. અગર ગલીમાં છુપાયો તથા બાહેર નીકળવાનો

રસ્તો નહી જડયો એવું માલમ પડે તો તે કોઇ હીલાથી કાંઇ કામમાં પડે અથવા તેની સખતી દેખી ખલાસી પામે. અગર ગલી ખોદી જોય તો તેથી આદમી સાથ હીલો કરે. અગર ગલીમાંથી પાણી નીકલ્યું એવું જોય તો હીલાથી માલ હાથમાં આવે. ગલીમાં પડયો અને બાહેર નીકળી શકયોજ નહીં એવું જોય તો એકુ કામમાં એવો પડે કે બાહેર નીકળાયજ નહીં.

**ગળી અથવા ગળીનું** કુન ખવાબમાં જોવું તે નઆમત ઉપર છે. ખવાબમાં જોય જે પોતા પાસે ગળી હતી તો નઆમત પોહોંચે. ગળી પોતાથી જુદી કીધી જોય તો ગમથી છુટે. કોઇએ પોતાનાં કપડાં ગળીએ કરી રંગયાં જોય તો મુસીબતમાં પડે. કોઇએ ગળી ખાધી જોય તો કોઇ ઉપર આફત પોહોંચે.

**ગળાંને નુકસાન** થયલું ખવાબમાં જોય તો નુકસાન થાય; અગર નહીં તો મોતની દેહેસત થાય.

**ગાજર** ખવાબમાં જોવાં ગમ ઉપર છે. ગાજર રાખતો તથા ખાતો જોય તો ગમ પોહોંચે. ગાજર જોવાં તથા ખાવાં આજાર ઉપર છે. ગાજરને સારી રીતે ગોશતમાં પકાવીને ખાતાં જોય તો તેનું ફળ સારૂં છે.

**ગાડી** ખવાબમાં જોય તો બુજોરગી પામે. ગાડી ઉપર બેઠેલો જોય અને ગાડી ચાલતી હોય તો માલદાર થાય. ગાડી ઉપરથી નીચે પડયો એવું જોય તો હોરમત જાય. ગાડી પાદશાહે બખશી એવું જોય તો નફો હાંસલ થાય.

**ગામડાં** ખવાબમાં જોય પણ તેનું નામ જાણતો નહી હોય તો નેકી ઉપર છે. અગર તેનું નામ જાણતો હોય તો ફળ જબુન છે. અગર ગામડાંમાંથી બહાર નીકલ્યો એવું જોય તો તેનું ફળ નેક છે. અગર ગામમાં ગયો એવું જોય તો જબુન છે. વળી એ ખવાબથી ગામની આબાદાની માફક નફો પામે.

**ગાય તથા બળદ**—ખવાબમાં ગાય ઉપર બેઠેલો અને ગાય પોતાની છે એવું જોય તો પાદશાહથી માલ પામે. ખવાબમાં બળદ પોતાના ઘરમાં આવેલો જોય તો ખુદાતાઅલા ખેરનો દરવાજો તે ઉપર કુશાદે કરે. બલદ ઘણાં રાખતો જોય તો તેની રોજી કુશાદે થાય અને દાનાવ લોકો તેની ઉપર ઘણી મેહેરબાની કરે. ખવાબમાં ગાયને ત્રણ સીગડાં જોય તો તેથી ઘણાંએક વરસ લગી જેટલાં સીંગડાં હોય તેટલી અલામત પેદા કરે. બલદ તેનાં ઘરમાં આવ્યો જોય તો તે માલ ઘણો પામે અને તેની રોજી જીઆદા થાય. ગાયે તેને સીંગડું મારી ઉડારી મુકયો જોય તો જોનારો અમલદાર હોય તો અમલથી ઉતરે, સોદાગર એવો ખવાબ જોય તો તેના માલમાં નુકસાન પેદા થાય. પાદશાહ એ ખવાબ જોય તો પાદશાહીથી દુરી પકડે. ખવાબમાં ગાયનું ગોસત ખાધું જોય તો મોહોટાં આદમીથી માલ લે, અગર ગાય ઘણી જમીનને છીલી નાખેચ તો માલ ઘણો પામે. અગર બલદ યા ગોધા સાથે લડાઈ કીધી એવું જોય તો કોઇ સાથે લડાઇ થાય. જો કોઇ ખવાબમાં જાણે પોતાની ગાય કરડે છે એવું જોય તો તે વરસમાં તેની રોજી કુશાદે થાય. અગર લંગડી ગાય જોય તો તે વરસમાં તેની રોજી ઘટે. ગાયનું દુધ દોહીને પીધું જોય તો તેનો માલ વધે. ગાયને હમેલદાર જોય તો ઉમેદ બર આવે. ગાયનું ગોસત ખરીદ કીધું એવું જોય તો તવંગર ઓરત કરે. અગર ગાય સાથે વાત કરેચ એવું જોય તો ખુશી પેદા થાય. અગર ગાયે તેથી મોહ ફેરવયું એવું જુવે તો તેથી નુકસાન થાય, અથવા ગાયે તેને કરડયો એવું જુવે તો તેનાં ફરજંદ ચોરી કરે. ગાય તેનાં ઘરમાં આવી એવું જુવે તો માલ પામે.

**ગાયની વાછરડી**—ખવાબમાં ગાયની વાછરડી યા વાછરડો જુવે યા પકડીને ઘેર લાવેલો જુવે તો તેને ગમ પોહોંચે. વળી એમ બી કહે છે કે રાહત તથા આરાંમ પોહોંચે.

**ગાર**—ખ્વાબમાં પોતે ગારમાં ગયો એવું જુવે તો તે દુન્યાથી જાય. અગર જાણે ગારમાં ગયો અને બાહેર આવ્યો તો પોતે સખત કામમાં ગીરફતાર થાય. ગારમાં પેઠો અને ગાર કુશાદે તથા રોશન હતો એવું જુવે તો બંદીખાનામાં પડે. તે ગાર નાઘલો અને અંધારો હતો એવું જુવે તો બંદીખાનામાં પડે તથા હલાક થાય.

**ગાળ દેવી**—ખવાબમાં કોઇને ગાળ દેવી તે ગાળ ખાનારને રૂડું થાય અને ગાળ ખાનાર ફતેહ પામે. ગાળ દેનાર કરતાં ગાળ ખાનારને ફાયદો છે.

**ગાલ મોહોડાંના**—ખવાબમાં ગાલ પોતાના લાલ પાકીજા જુવે તો આબરૂ ઘણી વધે. પોતાના ગાલ પીળા યા કાળા જોય તો ગમ પોહોચે. ગાલ ઉપર બાલ જુવે તો કરજદાર થાય. ગાલ ઉપરના બાલ મુંડાવયા જુવે તો કરજ આપે. ખવાબમાં ગાલ જોવા તે ઘરની સરદારી ઉપર છે.

**ગાલીચો**—ખવાબમાં ખુદ પોતાનો જાણે ગાલીચો હોય અને તે બીછાવેલો જુવે તો ઉમરદરાજી તથા રોજીની કુશાદગી થાય. અગર નાહના ગાલીચાપર પોતાને બેઠેલો જુવે તો ઉમર કોતાહ થાય ગલીચો લપેટીને ખભાં ઉપર મેલવ્યો છે એવું જુવે તો એક જગયાએથી બીજી જગયાએ જવું પડે. ગાલીચો લપેટીને કુનમાં નાખે તો પોતાના હાથેજ પોતીકી દોલત બરબાદ કરે. ગાલીચો પુરાણો જોય તો તેની ખુશી તે ઉપર બરબાદ થાય. ગાલીચો લીલો પાકીજા રાખતો હતો એવું જુવે તો જેહાનમાં અજીજ થાય.

**ગાયની જીભ**—ખવાબમાં ગાયની ઝબાન જોય તો ગમગીન થાય. ગાવ ઝબાન જોવી તથા ખાવી તેની દલીલ કાંઇ ખેરની નહીં થાય.

**ગાંઠ વાળવો**—જે કોઇ ખવાબમાં દોરીને ગાંઠ વાળયો એવું જુવે તો એક કામ ઉપર ભરોસો કરે. વળી એમબી કહે છે કે કામ

હોય તે બંધ કરે. ગાંઠ ઘણા સખત વાળ્યા છે એવું જુવે તો તે કામ ઘણું બંધ રહે. અગર વાળેલો ગાંઠ ખોલી શકાય નહીં તો કામ બંધ પડી રહે.

ગીદ્દ ખ્વાબમાં હાથમાં રાખતો હતો એવું જુવે તો કોઇ મુસાફર સાથે દોસ્તી કરે. અગર ગીદનું ગોસત ખાધું જુવે તો નફો પેદા થાય.

ઘુ (નરક) આદમીનું ખ્વાબમાં જુવે તો હરામ માલ પેદા થાય. અગર હેવાનનું ઘુ જુવે તો હલાલ મેહેનતનો માલ પામે.

ગુંગુ (મુગું) થવું ખ્વાબમાં જોવું તે દુરવેશ થવું યા દીનને નુકસાન કરવા ઉપર છે.

ગુનાહ કરવો—ખ્વાબમાં ગુનાહ કીધો પણ તે શું ગુનાહ તે નહી માલુમ પડે એવું જુવે તો ફીસાદમાં પડે.

ગુમડુ ખ્વાબમાં પોતાના તન ઉપર જુવે તો તે માફક માલ પામે અગર ગુમડું ફાટીને માંહેથી લોહી તથા પરૂં નીકળયું જોય તો તે માણસને નુકસાન જાય.

ગુમ થવું કોઈ ચીજનું જુવે તો ગમ પેદા થાય. અગર કોઇ ચીજ સારી હોય ને પોતાની પાસેથી ગુમ થઈ ગયલી જુવે તો ગમ પેદા કરે. અગર તે ચીજ નઠારી હોય તો સારૂં થાય.

ગુમઅજ ખ્વાબમાં જુવે તો તે ઓરત ઉપર તેમજ બુજોર્ગી તથા આબરૂ ઉપર છે.

ગુરજ ખ્વાબમાં જોવો તેની દલીલ રાસ્ત મરદ ઉપર છે. વગી બાજે એવું કે તેથા કોઈથી સખત વાત સાંભળે. અગર જુવે જે ગોરજ કોઇને માર્યો તેની દલીલ આદમી સાથે સખત વાત થાય. ગુરજ તેનો લોખંડનો હતો એવું જોય તો પાદશાહથી કોવત પામે. ખવાબમાં પોતાનો ગુરજ ખોવાયલો જુવે તો પાદશાહથી નાકોવતી પામે.

ગુરદો ખવાબમાં જોવો તે છુપા માલ ઉપર છે તે પામે અને ખરચ્યા કરે. અગર ખવાબમાં હેવાનનો ગુરદો રાખતો હતો અને તે ખાતો હતો એવું જુવે તો તેની હલાલી કે હરામી પ્રમાણે હલાલ કે હરામ માલ પામે. વળી ખવાબમાં ગુરદો જુવો ફરજંદ ઉપર પણ છે.

ગુલકંદ ખવાબમાં જોવો માલ તથા ન્યામત ઉપર છે. ગુલકંદ ઘણો જુવે તો ઘણી ન્યામત પેદા થાય. થોડો જોય તો થોડી થાય.

ગુંદર—ખવાબમાં ગુંદર રાખતો હતો એવું જુવે તો થોડોક માલ કોઇને આપે.

ગોફણની ગોળી ખવાબમાં કોઇની ઉપર નાખી એવું જુવે તો તે ઉપર લીઆનત નાખે. એની દલીલ વળી નાખુશીપર પણ છે.

ગોરખર ખવાબમાં જુવે તો દોસ્તથી લાભ થાય. ગોરખર બેઠેલું દેખે તો ગુનાહ કરે. ગોરખરનો શીકાર કીધેલો જુવે તો દોલત પામે. અગર ગોરખરનું ગોસ્ત ખાધું જુવે તો બંદગીમાં મશગુલ રહે. અગર ગોરખર હાથથી નાહાઠું જુવે તો દીનથી ફરે

ગોળ ખવાબમાં ખાધો જુવે તો કામ સીતાબીથી કરે અને તેથી પશેમાન થાય. ગોળ ઘણો રાખતો હતો એવું જુવે તો માલ તેથી હાંસલ થાય. ગોળ વેચે છે એવું જુવે તો જીઆન અથવા નુકસાન થાય. ખવાબમાં ગોળ ખરીદ કરવાની દલીલ સારી છે.

ગોલામ—ખવાબમાં ગોલામને જુવે તો જોનારો આજારી પડે. અગર ખવાબમાં કોઇનો ગુલામ થયો એવું જુવે તો સખત કામથી દલગીર થાય. વળી એમબી કહે છે કે ખવાબમાં ગુલામ જોવો તે શાદી ઉપર છે. ગોલામ યા લોન્ડી વેચી એવું જુવે તો ઘણું નેક છે. ગોલામ યા લોન્ડી ખરીદ કરે તો તે તેને જબુન છે.

ગોલાબ ખવાબમાં જોનારને તનદરોસ્તી પેદા થાય અને તેની તારીફ લોકો કરે. ગોલાબ કોઇ ઉપર રેડતાં દેખે તો જે ઉપર રેડે

તે ઉપર નેકી પોહોંચે. ખ્વાબમાં ગોલાબ પીધો દેખે તો ગમ તથા અંદેશો પેદા થાય. ગોલાબ હરેકને આપ્યો એવું દેખે તો મશહુર થાય. અગર જોનારો દાનાવ હોય તો એલમથી વાકેફ થાય.

**ગોસ્પંદનાં ટોળાંને** ખ્વાબમાં જુવે તો માલ પેદા થાય. અગર ગોસ્પંદનાં ટોળાંનો પોતે ગોવાલ્યો થયોછે એવું જુવે તો સરદારી પામે. અગર બકરાંનું ટોળું રાખતો જુવે તો તમામ મુરાદ બર આવે.

**ગોસલ કરવું** ખ્વાબમાં દેખે કે જાણે નદીનાં પાણીએ ગોસલ કીધું તો તેની દયાનત નેક થાય તથા ગમ દફે થાય. એવો ખ્વાબ કોઇ બીમાર દેખે તો આરામ થાય. અગર કરજદાર એ ખ્વાબ દેખે તો કરજથી છુટે. અગર ગરમ પાણીથી ગોસલ કીધા પછી હાથ મોહોડું ધોયું દેખે તો તે નેકી કરે. અગર ગોસલ કીધું દેખે તો તેની દલીલ દીનની પાકી ઉપર છે.

**ગોશત હરેક જાતનું** પકાવેલું ખ્વાબમાં દેખે તો માલ હાંસલ થાય. ખ્વાબમાં કાચું ગોશત ખાવું દેખે તો માલ શકતીથી હાંસેલ થાય. અગર ખ્વાબમાં કાચું ગોશત ખરીદ કીધું યા વેચ્યું જુવે તો ગમ ઉપર છે. અગર પોતાનાં બદનપરનું ગોશત ખાય તો પોતાના ઘરના લોકોની દોલત પામે. અગર પોતાને ગોસપંદનું ગોશત પકાવીને ખાતાં જુવે તો માલ પામે. ખ્વાબમાં ચરબદાર ગોશત જોવાનું ફળ સારૂં છે. અગર ગોશતનું બીરીઆન પોતાને ખાતાં જુવે તો તે માફક સખતીથી રોજી પામે. પોતે હરણનું ગોશત ખાધું એમ જુવે તો ઓરતથી નફો પામે. અગર પોતે પતલી બકરીનું ગોશત ખાધું એવું જોય તો મુસીબતે પોહોંચે. ફરશ્તેનું ખાવું માલ પામવા ઉપર છે તેમજ સાંઢ કે વાછનું ગોશત ખાવું તે નામદારી મેળવવા ઉપર છે. અગર ખ્વાબમાં ચકલીનું ગોશત પોતે ખાધું એવું

જુવે તો ફરજંદનો માલ ખાય. ખવાબમાં હાથીનું ગોશત ખાય તો પાદશાહથી માલ પામે. અગર ઘુવડનું ગોશત ખાતો જુવે તો ચોરનો માલ હાથ આવે. અગર કાગડાનું ગોશત ખાતો જુવે તો બુરા મરદનો માળ ખાય. અગર સગનું ગોશત ખાતો જુવે તો દુસ્મન ઉપર ફતેહ પામે. અગર મોરનું ગોશત ખાતો જુવે તો તમામ માલ તેને પોહોંચે. અગર પોપટનું ગોશત ખાતો જુવે તો એલમ સીખે. અગર ગાયનું તથા ભેંસનું ગોશત ખાતો જુવે તો નફો પામે. અગર બીલાડીનું ગોશત ખાતો જુવે તો દુર શેહેરથી માલ હાસલ કરે. અગર મુરગીનું ગોશત ખાતો જુવે તો લોંડીનો યા ગુલામનો માલ પામે. અગર ઘોડાનું ગોશત જુવે યા ખાતો દેખે તો મોહોટા લોકોથી બુજોર્ગી પામે તથા તે ઉપર નવાજેશ કરે. અગર ઉંટનું ગોશત ખાધું જુવે તો હલાલ માલ પામે. અગર ગાયનું ગોશત જુવે યા કોઇને વાંટી આપતો જોય તો કોઇથી મીરાસ પામે. અગર ભેંસનું ગોશત ખાતો જુવે તો જે મુરાદ હોય તે બર આવે. અગર હલવાનનું ગોશત ખાતો જુવે તો હલાલ પૈસા પામે. અગર તાજું ગોશત ખાતાં જુવે તો આદમીઓ સાથે લડાઇ થાય. અગર બોકડીનું ગોશત ખાતો જુવે તો ગમ તથા આજાર પેદા થાય. અગર ગોશત વેચાતું લઇને ઘર મોકલતું જુવે તો ઘરમાં મુસીબત પડે. અગર ગોશતની કીમત આપીને લીયેછે એવું જુવે તો તે આદમી મુસીબતનો કરનાર હોય. અગર બકરાંનું ગોશત પકાવીને ખાતાં જુવે તો માલ ઘણો પામે. અગર હાથીનું ગોશત ખાતો જુવે તો મોહોટા લોકોથી માલ પામે. અગર હાથીનું યા ઉંટનું ગોશત ખાતો દેખે તો માલ તથા જગો પામે. અગર હાથીનું ગોશત યા ચામડી યા હાંડકાં જુવે તો

પાદશાહ તથા દુશ્મન ઉપર ફતેહ પામે. અગર કાચું ગોશત ખાતો જુવે તો સારૂં નથી. અગર કુતરાંનું ગોશત ખાતો દેખે તો દુશ્મન ઉપર ફતેહ પામે. અગર ચીતાનું ગોસ્ત ખાતો દેખે તો બુજોર્ગી તથા માલ પામે અને દુશ્મન ઉપર ગાલેબ આવે.

ગોશપંદનું ગોવાલ્યાપણું અગર ઘોડાનું ગોવાલ્યાપણું ખવાબમાં કીધું એવું જોય તો બુજોર્ગી પામે. અગર પોતે ગાયનું ગોવાલ્યાપણું કીધું દેખે તો તે વરસ નેક જાય અને નાઅમત ઘણી પોહોંચે. બકરાંનું ગોવાલ્યાપણું કરતો દેખે તો હલાલ માલ પામે. અગર પોતે ખવાબમાં પોતે કરેલાં ગોવાલ્યપણાની મહેનતનું દામ પામે તો બુજોર્ગી પામે. ખવાબમાં ગોવાલ્યાને જોવો તે મરદ ઉપર છે, જે આદમીના માલની નેઘા રાખે અને માહાફેજત કરે.

ગુસ્સો ખવાબમાં કોઇ ઉપર કરવો તે ખુદાતાઅલ્લાને સારૂ નેક ફયેલ કરે. અગર ગુસ્સો દુનિયાંને વાસ્તે કીધો જુવે તો દીને ખુઆર કરે અને દુનિયાં ઉપર મગરૂર રહે. અગર ખવાબમાં માબાપે ગુસ્સો કીધો એવું જોય તો બુલંદી ઉપરથી નીચે પડે.

ગોહર ખવાબમાં દેખે તો ખુબસુરત તવંગર ઓરત ઉપર છે. અગર ગોહર રાખતો દેખે તો એવી ખુબસુરત ઓરત કરે. અગર પોતાનું ગોહર ખોવાયલું જુવે તો ઓરતને તલાક આપે.



# ઘ

ઘડીઆલ કલાક જોવાનું ખ્વાબમાં લીધું કે રાખ્યું દેખે તો બુર્જોરગી પામે. અગર ઘડીઆલમાં કલાક તથા મીનીટ તપાસતાં પોતાને જોય તો પાદશાહી કામમાં ગરક થાય તેથી નફો પામે. અગર ખ્વાબમાં ઘડીઆલ ખોવાયું દેખે તો ચોરીનાં ફાંદામાં આવે.

ઘર ખ્વાબમાં દેખે તો તે ઓરત ઉપર છે. અગર ઘરમાં ગયો એવું દેખે તો તવંગર ઓરત પામે. અગર ઘર વાંકુ અને નહી જણાયલા ધણીનું દેખે તો દુનિયાથી જાય. અગર ઘરમાં નાહાસી ભરાયો અને ઘરના દરવાજા બંધ છે અને તે ઘર બીજા ઘરને મલતું છે એવું દેખે તો ગમથી છુટે. અગર જોનારો આજારી હોય તેને આરામ થાય. અગર પોતાનું ઘર ભાંગયું દેખે તો તે માણુસ માલ પામે. ખ્વાબમાં ઘર યા ઘરની દેવાલ તે ઉપર પડી દેખે તો તે ઘણો માલ પામે. અગર પોતાનું ઘર વગર સબબે ખરાબ થયું દેખે તો બે-શુમાર માલ તેને પહોંચે. ખ્વાબમાં નવું ઘર બાંધતાં કે બંધાવતાં જુવે તો રોજી વધે અથવા પરહેજગારી હાંસલ થાય. ખ્વાબમાં નવું ઘર ખરાબ થયું જુવે તો ન્યામત તેની ઉપર તંગ થાય. તેનું ઘર રૂપાનું હતું એવું જુવે તો ગુનાહથી તોબા કરે. ખ્વાબને જોનારો તવંગર હોય તો તેને ન્યામત જીઆદા થાય—અગર તેના ઘર પાસે બીજાં ઘર કોઇનાં નહીં હતાં એવું જુવે તો તેનો હાલ બુરો થાય.

ઘરનો ઉંબર ખ્વાબમાં જુવે તો ઘરના ખાવંદ ઉપર તેની દલીલ છે, અગર ઘરના દરવાજા નીચેનો ઉંબર જુવે તો ઘરની ઓરત ઉપર તેની દલીલ છે. દરવાજાનો ઉંબર અતરંગ ઉપરથી નીચે પડયો એવું જુવે તો ઘરનો માલેક મરે. અગર નીચેનો ઉંબર ખરાબ થયો એવું જુવે તો તેની ઓરત મરે. ઘરનો ખાવ-ન્દ ખ્વાબમાં નવો ઉંબર ઘડાવે તો પેહેલી ઓરતને તલાક દે

અને બીજી ઓરત કરે. અતરંગ તથા નીચેનો ઉંબર ખરાબ થયલો જુવે તો ઘરનો ઘણી કે તેની ઓરત મરે.

**ઘરનો માળ** અગર ખ્વાબમાં ઘરના માળ ઉપર ગયો હતો એવું જુવે તો ઓરત કરે, તથા બુજોર્ગી આબરૂ પામે અને તેનું કામ ઓસ્તવાર થાય. અગર પાદશાહના માળ ઉપર ગયો એવું જુવે તો પાદશાહથી બુજોર્ગી તથા મરતબો પામે અને લોન્ડી તેને બખશે. અગર ઘરના માળ ઉપરથી નીચે પડયો એવું જુવે તો મરતબો અને આબરૂ જાય.

**ઘરનું છત (છજ્યું)** ખ્વાબમાં બુલંદ થયું જુવે તો તે અંદાજા ઉપર છે. વળી છજીઆંની નીચે આવ્યો અને તે હલાક થયો એવું જુવે તો તેની અજલ નજદીક હોય. અગર તેના ઘરનું છત ચીતારદાર હોય એવું જુવે તો દુનિયાની આસાયશમાં મશગુલ થાય.

**ઘરની દેહેલી** ખ્વાબમાં જુવે તે ખીદમતગાર ઉપર છે. અગર ખ્વાબમાં તેની દેહેલી આબાદ હતી એવું જુવે તો ખીદમતગારને સારૂં થાય.

**ઘરનો પથર** અગર નરમ જુવે તો નફો પામે. સફેદ પથર રાખતો જુવે તો કોઇ બેગાના સરદાર સાથ તેને દોસતી થાય તેથી નફો પામે. અગર લાલ પથર જુવે તો કોઈ હરામજાદા સાથે દોસતી થાય અને તેથી આરામ પણ પામે. અગર પાહાડમાંથી પથર કોતરે છે એવું જુવે તો મોટા આદમીથી માલ હાથમાં આવે. અગર કોઇને પથર માર્યો એવું જુવે તો તે આદમી ઉપર બદફેલીનું તોહમત આવે.

**ઘરેણે અથવા ગીરો મુકવું** ખવાબમાં જુવે તો બચાં ઉપર જુલમ થાય. ખવાબમાં પોતાને ગીરો અથવા ગોલામી ખતથી રહેલો જુવે તો પોતા ઉપર જુલમ જુવે. ખ્વાબમાં પોતાનું ઘર ગીરો મુકતાં જુવે તો હરેક બાબદ આદમીઓ સાથે

ગોફતેગો થાય. અગર પોતાનો બાગ અથવા ઘરનો અસબાબ ગીરો મુકયો એવું જુવે તો દીનમાં ફેસાદ કરાવે. ખ્વાબમાં કોઈ જણસ રૂપાંની કે સોનાની ગીરો મુકી તેને બદલે કાંઇ દીનાર લીધા એવું જોય તો સલાહ નેક થાય.

**ઘણા ફરેસ્તા** ખ્વાબમાં જુવે તો આરામ, નેઆમત, માલ પામે તથા શાદી કરે. જેમ જેમ ઘણા ફરેસ્તા ખ્વાબમાં જુવે તો નેઆમત તથા આરામ પેદા થાય, અને વળી એમબી કહે છે કે ફરેસ્તાને ખ્વાબમાં જુવે તો સફરે જવું પડે. અગર ખ્વાબમાં જોય કે ફરેસ્તા નીચે ઉતર્યા તો આજાર પહોંચે. અગર જુવે કે ફરેસ્તા તે સાથે વાત કરે છે તો તેની રોજી વધે અને બુજોર્ગી પામે.

**ઘઉં** ખ્વાબમાં જુવે તો હલાલ રોજીથી ખુશહાલી પામે. ખ્વાબમાં પકાવેલા ઘઉં ખાધા જોય તો ગમગીન થાય. ખ્વાબમાં ઘઉંની કંડી ખાધી જોય તો દુકાળ પડે. ઘઉં રોપે તથા ઘઉંની ખેતી જોય તો તે જગે ન્યામત પેદા થાય.

**ઘંટી**–ખ્વાબમાં ઘંટીએ અનાજ દળતાં જોય તો નફો જુવે. ખ્વાબમાં ઘંટીનો પથર ભાંગો યા ઘંટી કોઇએ ચોરી એવું જુવે તો ઘંટીનો ધણી આજારી પડે. ખ્વાબમાં એવું જોય કે ઘંટીમાં અનાજ નથી અને અમસ્થી ફરે છે તો સફરે જવુ પડે. ખ્વાબમાં ઘંટી પથરની, લોખંડની કે ત્રાંબાની જોય તો લડાઇ થાય. ખ્વાબમાં ઘંટી જોવાની દલીલ ચાર છે. પેહેલું પાદશાહથી, બીજું સરદારથી, ત્રીજું તવંગરથી, ચોથું દલેર મરદથી ફાયદો થાય.

**ઘાસ**–ખ્વાબમાં લીલાં ઘાસમાં પોતાને ઉભેલો જુવે તો દીનમાં કવી હોય. બદન ઉપર ઘાસ ઉગ્યું જુવે તો રોજી વધે. મુરદાંને લીલાં ઘાસમાં જોય તો મુરદું બેહેસ્તી હોય. જંગલથી લીલું ઘાસ કાપી લાવ્યો જુવે તો સફરથી માલ પામે. ખ્વાબમાં

લીલું ઘાસ ખાય તો આજારી પડે. ખ્વાબમાં લીલું ઘાસ જોવું ઘણું ખુબ છે અને સુકું ઘાસ જોવું નેહેસ્ત છે.

ઘંટ. ખ્વાબમાં જોય તો કોઇ સાથે લડાઇ થાય. ખ્વાબમાં ઘંટ આપ્યો જુવે તો બેઉ વચ્ચે લડાઇ થાય. રૂપાનો યા સુનાનો જુવે તો તવંગર સાથે લડાઇ થાય.

ઘાણીથી ખ્વાબમાં તેલ તથા દીવેલ પીલતો જોય તો તે એવું કામ કરે જે લોકો તેની વખાણુ કરે અને તે નેકીનો કરનાર થાય.

ઘી ખ્વાબમાં જોય તો ન્યામત તથા વારસો હાથ આવે, ગાયનું ઘી જોયાથી માલ તથા દોલત પામે, બકરાં યા બદામનું ઘી જોય તો ઉમરદરાજ તથા માલનો ફાયદો થાય. ઘી પોતાના બદનને લગાડતો જુવે તો ધ્રુજરી ભરેલો તાવ આવે. ઘી માથાંને લગાડતો જોય તો બેહેસ્તી થાય તથા લોકો તેની તારીફ કરે. ઘી છાતીને લગાડયું જુવે તો આખર કોઈ જગે જુઠા સોગંદ ખાવા પડે. ખ્વાબમાં ઘી જોવું તે દોલતની નીશાન છે. ઘણું ઘી જોવું તે બીમારીની નીશાન છે.

ઘોડા ખ્વાબમાં જોય તો હોરમત ઘણી વધે. આરબી ઘોડા ઉપર બેઠેલો જોય તો તે પોતે બુજોર્ગી પામે. ઘોડો તેને તાબે નહી હોય એવું જુવે તો દુશમન તેની ઉપર ગાલેબ આવે. યા કોઇ ઘોડો વગર અસબાબે એટલે જીન તથા રેકાબ વગર કોઇએ તેને બખસ્યો જુવે તો નુકસાન પામે. ખ્વાબમાં ઘોડા વેચનાર સાથે લડેછે એવુ જોય તો લોકો તેને બદ બોલે. ખ્વાબમાં નાગા ઘોડા ઉપર બેસી હવા ઉપર જાય એવું જુવે તો બુજોર્ગ દીનનો સરદાર થાય. અસબાબ સુધાં ઘોડા ઉપર બેઠેલો જોય તો ઇજત તથા હોરમત તથા બુજોર્ગી પામે. ઘોડા ઉપરથી ઉતરતાં નીચે પડયો એવું જુવે તો હોરમત જાય. જરદ ઘોડા ઉપર બેઠેલો જોય તો આજારી પડે. લાલ અથવા સફેદ ઘોડા ઉપર જોય તો દીનનો ખેરખાહ થાય. ખ્વાબમાં નાગા ઘોડા ઉપરથી નીચે ઉતરતો જોય તો ગુનાહથી પાછો ફરે. ખ્વાબ દેખનાર જોય જે કોઇ ઘોડા ઉપર તમામ અસબાબ તથા હથીઆર બાંધી

બેઠો છે તો તેથી ફેસાદ થાય. ખ્વાબમાં ઘોડા સાથે વાત કરતો જોય તો તેથી કામ એવું નીપજે જે આદમીઓને અજાયબ લાગે. ખ્વાબમાં ઘોડાને આવતો જોય તો કોઈ મોટા સાથે દોસ્તી થાય. ખ્વાબમાં ઘોડો હેઆલ દઈ પાછો ગેબ થયો એવું જોય તો મોટાઓ સાથ દુશમની થાય. ખવાબમાં ઘોડી જોય તો ઓરત હાથ લાગે તે મુબારક હોય. ખવાબમાં કાળી ઘોડી જોય તો મોટે ઘરની ઓરત મળે. ખવાબમાં ઘોડીનું બચ્ચું જોય તો ખુબસુરત ઓરત હાથ લાગે. ખવાબમાં ઘોડાનું ગોશત ખાય તો પાદશાહનો માલ હાસલ કરે. ખવાબમાં ઘોડીનું દુધ જોય તો પાદશાહનો યા અમીરનો દોસ્ત થાય. ખવાબમાં ઘોડા ઉપર પોતે બેઠો અને પછવાડેથી આવીને કોઇ બીજો બેઠો એવું જુવે તો નેક ખસ્લતની ઓરત કરે. ખવાબમાં પોતે જે ઘોડાપર બેઠો હોય તે ઘોડો ખુશીથી ખંખારતો તથા ખુશીથી ચાલતો જુવે તો તેનું કામ બુલંદીભર્યું થાય અને તેનો અવાજ બીજા મુલકોમાં પોહોંચે. ખવાબમાં પુછડાં વગરના ઘોડાને ખરીદ કરતાં જોય તો બેબુનીઆદ છોકરીને પોતાની ઓરત કરે. ખવાબમાં ઘોડા તથા અસવારને હવામાં ઉડીને જમીન ઉપર પડતાં જુવે તો અસવારને પાદશાહ જુલમી મોતે મારે. ઘોડાએ કરડયો અથવા લાત મારી જોય તો તેનાં ફરજંદ ઉપર તોહોમત આવે. ખવાબમાં પોતાના ઘોડાને વેચ્યો જુવે તો તેની આબરૂમાં નુકસાન થાય તથા ફરજંદોથી જુદો પડે. ઘોડાની પુછડી તરફ મોં કરીને બેઠેલો જુવે તો જોનારને વેપારમાં ટોટો આવે. પાદશાહને ઘોડેસ્વાર જોય તો પાદશાહી વધે. ગરીબને જોય તો તે માલદાર થાય. ઘોડાને મુવેલો જુવે તો નુકસાન પોહોંચે. જે કોઇ ખવાબમાં વાંદરને કે કુતરાને ઘોડા ઉપર જોય તો તેની ઓરત ખરાબ પેશો કરે. ખવાબમાં ઘોડાને જોવાની દલીલ પાંચ છે-ઇજત તથા મરતબો, ખેર તથા ખુબી—માલ બુજોર્ગી અને વેપારમાં નફો.

**ઘોડાની રેકાબ** ખવાબમાં જીનથી જુદી પડી એવું જુવે તો તેનાં ફરજંદ કે નોકરો ચોરી કરે. ખવાબમાં રેકાબ સુધાં જીન જુવે તો તેનું ફરજંદ ઘણું મગરૂરીભરેલું હોય. રેકાબ રૂપાની કે પીતલની જુવે તો ફરજંદ હીમતમાં કમ નીકળે. તાંબાની યા લોખંડની જુવે તો ફરજંદ દુનીયામાં લાયકીભરેલું થાય. લાકડાંની જુવે તો ખેર તથા ખુબી પોહોંચે.

**ઘોડાની નાલ** જુવે તો સરદારો તથા અમીરોથી નફો પામે. ગધેડાંની નાલ જુવે તો સફરથી માલ હાંસલ કરે. પોતાને નાલ બનાવતો જોય તો સફરે જવું પડે પણ સફરથી ફાયદો લઇ વર્ષ ત્રણમાં પાછો ફરે.

**ઘોર અથવા કબર** ખવાબમાં જુવે તો બંદીખાના ઉપર છે. અગર પોતાને વાસ્તે ઘોર ખોદી જુવે તો પોતાની ખુશી કમ થાય. અગર કબરમાં ઢંકાયો એવું જુવે તો રોજી કમ થાય. અગર તેને ઘોરમાં મુકયો અને સર ઉપર ખાક રેડી એવું જુવે તો નુકસાન થાય. અગર તેનાં ઘર આગળ માળ ઉપર ઘોર ખોદે છે એવું જોય તો ઉમર લાંબી થાય. અગર ઘોરના સર ઉપર ઉભેલો જુવે તો ગુનાહ કરવામાં ઉસ્તવાર થાય અગર કોઇ પોતાને ઘોરમાં મુવેલો જુવે તો પાદશાહ તે ઉપર મુતાલેબો કહાડે ખવાબમાં ઘોરેસ્તાન જુવે તો જાહેલો સાથે દોસતી થાય.



# ચ.

**ચકમક** ખવાબમાં જોવો સારો છે. ચકમકથી આતશ પાડી ચેરાગ રોશન કીધો જુવે તો ખલક ઉપર નેકી કરે. એ ખવાબ જોનાર દાનાવ હોય તો આદમીઓ તેના ઈલમથી ફાયદો હાંસલ કરે. દુરવેશ એ જોય તો આદમીઓ તેની ખસલતથી નફો પામે. અગર ચકમકથી આતશ નહી પડયો જુવે તો માલ શોધે પણ હાંસલ નહી થાય.

**ચણા** ગોસ્તમાં પકાવેલા જુવે તો ગમ પેદા થાય.

**ચમચો** ખવાબમાં જુવે તેનું ફળ ઉસ્તવાર કામ તથા રાસ્તી કરવા ઉપર છે. અગર ચમચો અથવા શેરીયું ભાગું કે વળી ગયું જુવે તો જોનારનું મોત નજદીક હોય. ખવાબમાં ચમચો યા શેરીઆંએ કોઇ ચીજ માપી હોય અને તે ખવાબ જોનારો દાનાવ હોય તો કાજી થાય. અગર જોનાર ઉંચ ખસલતનો હોય તો રાસ્ત મરદ થાય અને આદમીની દાદ લે.

**ચરકીન** ખવાબમાં આદમીનું જુવે તો માલ હરામ પામે. ચરકીન બીજાના ઉપર જોય તો પોતાનો માલ થોડો છોકરાઓ છીનવી લે. ચરકીનને ધુળે કરી છુપાવ્યું જુવે તો પોતાનો માલ ભોંયમાં દાટે. ખવાબમાં ચરકીન ખાતાં જુવે તો જુઠા સોગંદ ખાઇને આદમીનો માલ લઇ જાય. ચરકીનના છાંટા ઉડયા જુવે તો પરેશાન વાતથી દીલ નાખુશ થાય. ખવાબમાં પોતાને ચરકીનમાં ગરક થયલો જુવે તો ગમ, ફેસાદ તથા મુજીપણામાં ગીરફતાર થાય.

**ચલ્લી** ખવાબમાં જુવે તો મરતબો તથા આબરૂ ઉપર છે. ચલ્લીને હીલ્લાથી પકડી જુવે તો કોઈ મોટાં આદમી સાથે હીલ્લો કરે.

ચલ્લીનું ગોશત ખાધું જુવે તો મોટાં આદમીથી નફો પામે. ખવાબમાં ચલ્લીનાં બચ્ચાં રાખતો જુવે તો ઉસ્તાદગીરી કરે. લાલ ચલ્લીનો શીકાર કીધો જુવે તો ખુબસુરત ઓરત કરે. જરદ ચલ્લી પોતાની જુવે તો બીમાર ઓરત કરે. ચલ્લીનો માલો રાખતો જુવે તો ફરજંદ પેદા થાય

**ચલીઆં** કોઈ ખવાબમાં જુવે તો નેક મરદ ઉપર છે. અગર જો ચલીઆં હાથ આવેલાં જુવે તો મકર કરનાર મરદ સાથે ઓજર ખ્વાહી કરવી પડે. અગર ચલીઆંને મારતો જુવે તો કોઇની સાથ મુરાદ રાખતો હોય તે મુરાદે પોહોંચે. અગર ચલીઆંનું ગોશત ખાતો જુવે તો ઓરતથી માલ પામે. અગર ચલીઆંનો અવાજ સાંભળતાં જુવે તો ગમ તથા દરદ પોહોંચે.

**ચાતરી** ખવાબમાં જુવે તે છોકરી ઉપર કહેવાય છે. અગર ઓરત ચાતરી રાખતાં જુવે તથા તે ચાતરીના મોઢાં લાલ હતાં એવું જુવે તો પોતાની છોકરી તથા બેહેનને મરેદ કરાવે. અગર પોતાની ચાતરી ભાંગી જુવે તો છોકરી યા બેહેન મરે. અગર કોઇ ઓરત પોતાની ચાતરીમાંનાં મોહોરાં પડી ગયાં જુવે તો તેનો મરદ તેની પરથી મેહેરબાની કમ કરે.

**ચાદર** ખવાબમાં દરૂસત તથા પાકીજા જોય તો નેકી પામે તથા મરતબો વધે. ચાદર મેલી જોય તો દીન તથા સવાબનાં કામમાં સુસ્તી કરે. ચાદર સફેદ દરૂસ્ત જોય તો તેને એક બેટો આવે. ચાદર કાળી જોય તો જોનાર દાનાવ ને પરહેજગાર હોય તો તેને બેટો આવે તથા કાજીપણું કરે. ખવાબમાં ચાદર જોવી તેની દલીલ ઓરતનો પરદો ઢાંકવા ઉપર છે. ખવાબમાં કોઇ મરદને ઓરતની માફક ચાદર ઓઢેલી જુવે તો તેથી એવું

કોમ થાય કે લોકો જંખુનં કહે. ચાદર કોઇએ ચોરી અથવા બાળી નાખી જુવે તો તેની છુપી વાત લોકોને જાહેર થાય.

**ચાબુક** ખ્વાબમાં કોઇને મારતાં જોય તેની મુરાદ હાંસલ થાય. ચાબુક કોઇને મારતાં જોય તો જેને મારયો તેને આશાન થાય. ચાબુક નાખી દીધો જુવે તો પોતાનાં કામથી દુર રહે. ખ્વાબમાં ચાબુકનો જખમ કોઈની પીઠ ઉપર મારતાં જોય તો તેને નેકી પોહોંચે.

**ચારણી ચાળવાની** ખ્વાબમાં જુવે તે ખીદમતગાર ઉપર છે. અગર ચારણી નવી રાખતો જુવે તો નેક ખીદમતગાર હાંસલ થાય. ચારણી ખોવાઇ જુવે તો ખીદમતગાર તેથી જુદો પડે. ચારણીમાં અનાજ કે બીજું કાંઇ ચાળતાં જુવે તો એવું કામ કરે કે આદમીને તેથી આરામ થાય પણ તેને નુકસાની પોહોંચે. ચારણીમાં કાંઇ પોતાની જણસ ચાળતાં જુવે તો નફો થાય.

**ચાવલ** ખ્વાબમાં જુવે તો માલ ઘણો પેદા કરે. અગર થોડા ચાવલ જોય તો થોડો માલ પેદા કરે. ખ્વાબમાં પકાવેલા ચાવલને ખાતાં જોય તો મુરાદ બર આવે. ખ્વાબમાં ચાવલ તથા ગોશત દેખે તો ઘણી દોલતને પોહોંચે. ચાવલને દહી અથવા દુધમાં પકાવેલા જોય તો લડાઇ કરવી પડે. ચાવલ નરસા જોવાનું ફળ નરસ છે. ચાવલ કાચા જોય તો રોજી વધે. ખ્વાબમાં ચાવલ જોય તેની વીગત ચાર વાત ઉપર છે. માલની હાંસલ, હાજત રવા, નફો, અથવા ખેરાત અને તનદરોસતી.

**ચેરાગ અથવા દીવો** જોવો તે ઘરની ઓરત અથવા ગુલામ ઉપર છે. ચેરાગ જુફતો યા સુસત જોય તો ઓરત, ગુલામ, કે બેટો

આજારી પડે. બુજાઇ ગયો જુવે તો ઓરત, ગુલામ કે બેટો મરે. ચેરાગ શેહેરમાં ઘણા જોય તો તે શેહેરનો પાદશાહ દાદગર હોય. ચેરાગને બેઉ હાથમાં જોય તો દીન તથા દુન્યાની લહેજત ચાખે. ચેરાગમાં દીવેલ ઘણું જોય તો રોજી કુશાદે થાય. ચેરાગ બીલોરી વાસણમાં જુવે તો તેનો રોજગાર સારો હોય.

**ચુનો યા નીરૂ**—ખવાબમાં ચુનો યા નીરૂએ કરી પોતાના સરના બાલ બોડતાં જુવે તો જોનારો માલદાર હોય તો જેટલા બાલ બોડયા તેટલું નુકસાન થાય. અગર ગમગીન હોય તો ગમથી આરામ પામે. કરજદાર હોય તો તેનું કરજ અદા થાય. અગર મોટો આદમી હોય તો બુજોરગી જતી રહે. ખવાબમાં ચુનો કરવો કે નીરૂ કરવો જુવે તો માલની જીઆદતી થાય. અગર ગરીબ એવો ખવાબ જોય તો કરજ હોય તે અદા થાય. કાફર એ ખવાબ જુવે તો ઈમાન લાવે. ખવાબમાં ચુનો જોવાની દલીલ ત્રણ તરેહની છે. બુરી ખબર, નાખુશ ખબર તથા સખત કામ ઉપર મશગુલ રહેવું. ખવાબમાં ચુનાની ઇમારત બાંધવી બુરી તથા ખરાબ છે.

**ચુમી યા બોસો** ખવાબમાં કાઇને દીધો જુવે તો આદમી પાસે કાંઇ માલ પામે. અગર મુડદાંને બોસો દીધો જુવે તો મુડદાંનો માલ તેને પોહોંચે. યા કોઇ બુઢાએ તેને બોસો લીધો જુવે તો તલબનો કરનાર થાય

**ચુંચી** ખવાબમાં જુવે તો છોકરી ઉપર છે. અગર ઓરત ખવાબમાં જુવે કે ચુંચીમાંથી લોહી નીકળે છે તો હરામ માલ પામે પણ તેની રોજી કમ થાય. ચુંચી ઓરતે નીચે ટાંગેલી જુવે

તો બેટી આવે. મરદ ખવાબમાં જુવે કે ઓરતની ચુંચીમાં દુધ એકઠું થયું છે અને તે ઓરત નહીં રાખતો હોય તો તવંગર થાય. અગર જવાન ઓરત જુવે તો ગમ પોહોંચે. અગર છોકરી એ ખવાબ જુવે તો મદદ કરે. નાની છોકરી એ ખવાબ જુવે તો મરણવાતમાં પોહોંચે અગર એવું જુવે કે કોઇ ઓરત બીજી ઓરતની ચુંચી ચુમે છે તો તે આજારી પડે. હમેલદાર ઓરત એ ખવાબ જુવે તો બેટી આવે. અગર ઓરત ખવાબમાં મરદની ચુંચી-માંથી દુધ ધાવે છે એવું જુવે તો દુનયાનું કામ તે ઉપર બંધ થાય. અગર મરદ ચુંચી ખવાબમાં જુવે તો છોકરા ઉપર છે અને ઓરત જુવે તો બેટી ઉપર છે. અગર ઓરત પોતાની ચુંચી ખવાબમાં કાપેલી જુવે તો છોકરી જણે. ખવાબમાં જુવે જે પોતાની ચુંચીમાંથી દુધ પીએ છે તો છોકરીની મીરાસ તેને પોહોંચે. અગર પોતાની ચુંચીમાંથી દુધ પેટમાં ગયું જુવે તો નુકસાન થાય. ખવાબમાં પોતાની ચુંચી આતશમાં બાળી જુવે તો પોતાની છોકરીને કોઇ મોટા આદમીથી સોલો પોહોંચે. અગર તેનું તન તમામ ચુંચીથી ભરાઇ ગયલું જુવે તો ફરજંદ ઘણાં થાય યા માલ તમામ હાથ આવે. તેની ચુચી ઉપર હાથ હતો એવું જુવે તો હરામ ઇલ્લતથી બેટો પેદા થાય ખવાબમાં ચુચી જોવાની પાંચ તરેહની દલીલ છે. ફરજંદ, છોકરીઓ, ખીદમતગાર, ભાઈ અને દોસતદાર એઓ ઉપર છે.

**ચંગ** ખવાબમાં જુવે તો બુજોરગી પામે. ખવાબમાં ચંગ નાખી દીધો યા ભાંજી નાંખયો જુવે તો જુઠી વાતથી તોબાહ કરે.

કોઈને ચંગ વગાડતાં જોય તો જુડી વાત સાંભળે. પોતાને ચંગ વગાડતાં જોય તો ઉમરની દરાજી તથા નેક જોર હાંસલ કરે.

**ચંદરમા**—ખવાબમાં ચંદરમાના ઘરમાં દરયો જુવે તો હાકેમ થાય. ચંદરમાનું નુર તેજ જુવે તો દોલત તથા બુજોરગી પામે. બીજનો ચંદરમા જોય તો વજીરાત તથા દોલત ઉપર છે. ચૌદમી તારીખનો ચંદરમાં જુવે તો પાદશાહી તથા ફરજંદ ઉપર છે. ખવાબમાં ચંદરઘરણ જુવે તો તેનું ફળ જબુન છે. ચંદરમાની ચાંદરણી જુવે તો ખુબીની વાત સાંભળે તથા કોઇ સાથ લેહેણું હોય તો તે આવે. ખવાબમાં ચંદરમા જોવો તે ફરજંદ ઉપર છે. ખવાબમાં ચાંદ તથા સુરજ બેઉ રોશન જુવે તો ફરજંદ તથા માલ હાંસલ થાય તથા જમીનનો વજીફદાર થાય.

**ચાંચડ અથવા માકડ**ને કરડતાં ખવાબમાં જુવે તો તેની દલીલ જઇફ દુશમન ઉપર છે. તે દુશમનથી ખરાબ સખુન સાંભળે. ચાંચડ કે માકડને મારતાં જુવે તો દુશમન ઉપર ગજબ પડે. ઘણા ચાંચડ યા માકડ જોય તો રૈયતને નુકસાન પુગે.

**ચાંચવો** ખવાબમાં જુવે તેની દલીલ ઘણું કામ કરનાર ખીદમતગાર ઉપર છે. વળી મેહેનત તથા માલ પેદા કરવા ઉપર પણ છે. અગર ચાંચવો પોતા પાસે રાખેલો જુવે તો તેનું કામ તમામ્યત ભરેલું થાય. અગર ચાચવાથી કાંઇ કામ ચલાવતાં જુવે તો રોજી વધે.



# ગ્રામોફોન તથા હારમોન્યમ.

ગ્રામોફોન વગર હવે એકબી ઘર ખાલી રહેવું ન જોઇએ, કેમકે આખાં હીંદુસતાનમાં સરવેથી સસતા તેમજ ઘણાજ ટકાઉ મશીનો રૂ. ૨૦) થી રૂ. ૫૦૦ સુધીનાં અમારે ત્યાં મોટા જથ્થામાં તૈયાર છે.



ગ્રામોફોન રેકર્ડ જેવા માગો તેવાં તૈયાર મલશે.
ગ્રામોફોન અથવા ફોનોગ્રાફ ગમે તેવાં બગડી ગયાં હોય તો-પણ સમારીને નવાં જેવાં કીફાયતે કરી આપીયે છીયે.

---

## હારમોન્યમ.

ખરીદવાનો વીચાર હોય તો પેહેલાં અમારે ત્યાં જોઇ જશો. ક્રેઝરલના હાથનાં ધમણનાં તેમજ પગનાં ધમણના હારમોન્યમો અમારે માટે ખાસ બનાવેલાં દર મહીને નવાં આવે છે. અમારા પોતાના બનાવેલાં હારમોનીયમો જે માટે અમોને આજ સુધીમાં ૬) એકઝીબીશનોમાં ચાંદા મલીયા છે, તે વેલાયતી હારમોનીયમનાં જેવાંજ ટકાઉ પણ ઘણાં કીફાયતે બનાવીને વેચીયે છીયે. હાથનાં ધમણનાં રૂ. ૩૦) થી રૂ. ૬૫)–પગના ધમણના રૂ. ૭૫) થી રૂ. ૨૫૦).

હારમોન્યમ બનાવવાને લગતો સરવે સામાન–સુર, ચાંમડાં, આઇવરી, બટન, કમાણ ઈત્યાદી મોટા જથ્થામાં મંગાવીને ઘણાજ કીફાયતે વેચીયે છીયે.

☞ રબર સ્ટેંપ તથા કોતરકાંમ મુંબઇમાં હમો સર્વેથી કીફાયતે કર્યે છીયે. કપડાં ઉપર પાડવાની મારકીંગ ઈંક રૂ. ૦।—૧।

જેમસ કું૦ { ગ્રામોફોન એજંસી, કાલબાદેવી રોડ, મુંબઈ.

# છ

**છતર** ખ્વાબમાં પોતાનાં સર ઉપર જુવે તો દુન્યાના મરતબાને પોહોંચે. છતર પાદશાહી જુવે તો અમીરોનો સરદાર થાય. જરીનું છતર દેખે તો આલમને ફાયદો પોહોંચે. સફેદ છતર દેખે તો આજારી હોય તો આરામ થાય. પીળી છતર જોય તો આજાર તથા પીડાકારી ભોગવે.

**છરો**–ખ્વાબમાં વાંકો છરો પોતાની પાસે જુવે તો કોઇ મોટા દલેર મરદ સાથે મલવાથી ફાયદો થાય. છરો તેના હાથમાં ગુમ થયલો જુવે તો મોટા માણસથી જુદાઇ પડે. છરાએ કરી છેજતાં કે કોઇને મારતાં જુવે તો છેલે સારૂંજ થાય.

**છરી** હાથમાં રાખતો જુવે તો તેને સરદાર બેટો યા હબસીની જાતનો ગુલામ આવે. અગર છરી મ્યાનમાં ઘાલી જુવે તો તેનો બાપ યા કાકો મરે. અગર છરી કાટ ખાઇ ગઇ જુવે તો માલમાં નુકસાન પોહોંચે. અગર છરી કોઇને મારી અથવા છરીથી લોહી કાદયું જુવે તો સરદારી પામે.

**છાગલ**–ખ્વાબમાં જુવે જે પાદશાહે છાગલ આપી તો તે મોટું આદમી થાય. છાગલ ફાટી ગઇ જુવે તો તેનો કોઇ પ્યારો દોસત મરે. છાગલ ભરીને પાણી પીધું જુવે તો નેક બખતીભરયો બેટો આવે. ખ્વાબમાં છાગલ જુવે તેની દલીલ પાંચ છે-ઘેરનો ખીદમતગાર, ખજાનો, હરેક કામની તદબીર, ફરજંદ અને ગેબી રોજી.

**છાણ** અથવા ગોબર ખ્વાબમાં જોય તેની દલીલ માલ ઉપર છે. ઘોડાની લીડી યા બળદનું છાણ જુવે તો માલ તથા ન્યામત પોહોંચે. અગર ઘણું છાણ એકઠું જુવે તો માલ ઘણો પામે પણ બીમાર થાય. અગર છાણે કરી જમીન લીપતાં જુવે તો વયાજ ખાધાનો લોભ રાખે પણ હાંસલ થાય નહીં.

**છાલ** ખ્વાબમાં જુવે તો ભાઇ તથા દોસતને કોવત પેદા થાય અને પોતાને આરામ પેદા થાય.

**છાશ** અથવા દહી ખ્વાબમાં જુવે તેની દલીલ નફા ઉપર છે. અગર ખાટી છાશ જુવે તો સફરથી માલ હાંસલ થાય. અગર છાશમાંથી માખણ કાઢતાં જોય તો ધનની વરધી થાય.

**છાશ વેચનારને** ખવાબમાં જુવે તો કોઇ મરદથી આબરૂ પામે તથા તે ઉપર ફતેહ પામે. ખવાબમાં છાશ વેચનારી ખુબસુરત ઓરત જુવે તો પોતાની હાજત બર આવે

**છીકવું**–ખવાબમાં પોતાને યા કોઇને છીકતાં જુવે તો માલદાર થાય. અગર આજારી હોય તો વગર તબીબે આરામ થાય. ખવાબમાં ઘણીવાર છીકવું જુવે તો બુઝેર્ગી પામે.

**છીનાલું કરવું** ખવાબમાં કોઇ બેગાની ઓરત સાથે જુવે તો તે જોનાર હવસભરેલો તથા નપ્રશે ગાલેબ હોય. અગર પોતાની જોરૂ યા પારકી જોરૂ છીનાલું અવળી રાહથી કરે તો તે કરનારથી કાંઇ નુકસાન પુગે. અગર પોતાની મા અથવા બેહેન સાથ છીનાલું કરતાં જુવે તો પોતાના કબીલાથી દુર થાય. ખવાબમાં પોતાની ગુજરેલી ઓરત સાથ સોહોબત કરે તો ગમગીની પેદા થાય. બેગાની ઓરત સાથ સોહોબત કરતાં જુવે તો કાંઇ કામથી ઉમેદવાર થાય. બુઢા મરદ સાથ સોહોબત કીધી જુવે તો ખેર તથા નફો પામે. ચોપગાં જાનવર સાથે સોહોબત કીધી જુવે તો દુશમન ઉપર ફતેહમંદ થાય તથા તેનું કામ મુરાદ માફક બર આવે. ખવાબમાં મોરગ સાથે સોહોબત કરતાં જુવે તો કોઇ ઉપર ફતેહ પામે પણ કાંઇ ડર પોહોંચે. ઉંઠ સાથે સોહોબત કીધી જુવે તો સખતીમાંથી છુટે તથા દુશમન ઉપર પ્રતેહ પામે તથા તેનું નામ બુલંદ થાય. પાદશાહ સાથ સોહબત કીધી જુવે તો પાદશાહથી નફો પામે. અગર દસતાનવાળી ઓરત સાથે સોહોબત કીધી જુવે તો તેનું દુન્યાનું કામ આશાનીથી થાય. અગર પોતાની મા સાથે સોહોબત કીધી જુવે તો નફો પામે. યા જાનવર સાથ સોહોબત કીધી જુવે તો ખેર થાય. અગર એક મરદ સાથ સોહોબત કીધી જુવે તો તેને આરામ થાય.

**છુપયું**–ખવાબમાં છુપયું જુવે તો પાદશાહ તરફથી યા કોઇ બુઝેર્ગ તરફથી યા ઓરત તરફથી હલાલ મેહેનતનો માલ હાથ આવે.

**છોકરો** ખવાબમાં જુવે તો સલામતી પામે તથા પોતાના ટોળાથી ખુબી પહોંચે.

**છોકરી** ખવાબમાં પોતાને ત્યાં આવી જોય તો તેની ખુબી પ્રમાણે ખુશાલ થાય. અગર છોકરી મરી ગઇ જુવે તો ખરાબી પહોંચે. અગર પોતાની છોકરીને કોઇ સાથે નેકા કરાવ્યા જુવે તો આરામ પામે. અગર પોતાને છોકરી થયલી જુવે તો બીમાર થાય.

## જ—ઝ.

**જખમ** ખવાબમાં કોઇએ પોતાના તનને કાપીઓ અને લોહી નહી નીકલ્યું જુવે તો તેથી જુઠી વાત સાંભળે કોઇ ખવાબમાં પોતાનાં બદન ઉપર જખમ જુવે તો પાદશાહથી નફો પામે. તન ઉપર જખમ જુવે તો તેના માલમાં નુકસાન પોહોંચે, અથવા ગુનાહથી તોબા કરે.

**જણવું**—ખવાબમાં છોકરી જણતાં જુવે તો ખુશહાલી પામે. ખવાબમાં હમેલદાર નહીં છતાં છોકરો જણે તો તેને બેટીનું ફરજંદ થાય. વગર હમેલે છોકરી જણતાં જુવે તો તેના ખાવંદને ગેબી ખજાનો હાંસલ થાય. ખવાબમાં છોકરો જણે તેજ વખતે બાપ સાથે બોલતો જુવે તો તેનો બાપ મરે.

**જનાજો**—ખવાબમાં એવું જુવે કે તેને જનાજામાં મુકીને લઇ જાય છે તો જેટલાં માણસ તે જનાજાની કે ગેહાનની આસપાસ હોય તે જુલમથી હોકમ કરે. ખવાબમાં જોનારને જનાજામાં મેલી તેને દફન કરવા લઇ જાય છે એવું જુવે તો બુજોરગી પામે. જનાજો એક મરદ પકડીને લઇ જાય છે એવું જુવે તો પાદશાહથી નફો પામે. પોતે જનાજા ઉપર છે અને તે જનાજો ચાલયો જાય છે એવું દેખનાર સફરે જાય. ખવાબમાં કોઇ મુવેલી ઓરતને જનાજામાં મુકેલી જુવે તો તે ઓરત મરદ કરે. અગર મરદ નહી હોય તો તે ખરાબ થાય. જનાજા ઉપરથી તુટી પડયો કે કોઇએ નાખી દીધો એવું જુવે તો તેનો મરતબો જતો રહે અને તેનું કામ બંધ રહે.

**જભો** ખવાબમાં જુવે તો તેનું ફળ ઓરત ઉપર છે. અગર ખવાબમાં જભો લીલો અને પાક હતો એવું જુવે તો પાક ઓરત કરે. અગર સફેદ જભો જુવે તો ઓરત નેક હોય. અગર જરદ જભો જુવે તો ઓરત આજારી પડે. લાલ જભો જુવે તો ઓરત ખુશીથી દોસત થાય. જભો ફાડીને બાળયો એવું જુવે તો ઓરત તથા મરદમાં જુદાઇ પડે.

જમરૂદ–ખ્વાબમાં જમરૂદ રાખતો જુવે તો ફરજંદથી તથા ભાઇથી નફો પામે. અગર જમરૂદ ખોવાઇ ગયું જુવે તો ફરજંદ તથા ભાઇ મરે યા માલ જતો રહે. જમરૂદ ખ્વાબમાં જુવે તો તે નેક વાત ઉપર છે.

જમરૂખ ખ્વાબમાં તેના હીંગામ ઉપર જુવે તો હલાલ મેહેનતના માલ ઉપર છે. અગર સબજ યા લાલ જમરૂખ જુવે તો હલાલ માલ પેદા થાય. ખ્વાબમાં જમરૂખ ખાતાં જુવે તો ગમ પેદા થાય. પોતાના હીંગામ ઉપર મીઠાં જમરૂખ જુવે તો તેની દલીલ ઓરત ઉપર છે. જમરૂખ ખાતાં હલકમાં ખુચ્યું જુવે તો કાંઇ ચીજ એવી ખાય કે તે ઉપર મરદઘાતનું તોહોમત આવે. જમરૂખ ખ્વાબમાં જુવે તેની દલીલ પાંચ તરેહની છે–હલાલ માલ, તવંગરી, ઓરત કરવી, મુરાદ પામવી અને જદાઈ.

જવ–ખ્વાબમાં જવ ખાતાં જોય તો નફો પામે. જવ રોપતાં જુવે તો માલ જમા કરે. ખ્વાબમાં જવ જોવો ઘણો માલ પામવા ઉપર છે.

જાફરાન (કેસર) ખ્વાબમાં જુવે પણ તે પીસેલી નહી હોય તો આદમીઓ તેની તારીફ કરે. અગર પીસેલી જાફરાન કોઇએ આપી દેએ તો નેક તથા તવગર ઓરત કરે. જાફરાન ખાધું યા ખરીદ કીધું જુવે તો નફો પામે.

જામ જેલાબ સાથે લીધેલી અને ખાલી કરેલી જુવે તો ઓરત કરે. જામમાંથી પાણી નાખ્યુ જુવે તો ફરજંદ હલાક થાય અગર જામમાં શરાબ હતો તે પીધો એવું જુવે તો તેને ઘેર બુરાં ફેલનો બોજો આવે તેથી રંજ જોય. અગર ઘણી જામ ઘરમાં મુકલી છે તો દરએક જામે તેને ઓરત કે લોંડી હોય.

જાયફળ ખ્વાબમાં ખાધું જુવે તો દીનનો એલમ શીખે. જાયફળ ખાતાં અથવા કોઇને આપતાં જુવે તો દીનના એલમથી નફો પામે. જાયફળ કોઇને નહી આપયાં જુવે તો નુકસાન કે નફો બેઉ નહીં થાય.

**જીન**–ખવાબમાં ઘોડાનું જીન જુવે તો ઓરત અથવા પોતે મીરાસ પામે. જીન ઘોડાનું ખોવાયું જુવે તો તેની જોરૂ લુચી થઇને માલ ખાઇ જાય. જીન તુટેલું, ફાટેલું જુવે તો રંજ યા સખતી પોહોંચે યા તે જોનાર મરણઘાતમાં પડે. જીન સોનાનું તથા રૂપાંનું જુવે તો તેની જોરૂ માલદાર ધણીની બેટી હોય. જીન કાળું જુવે તો તેની જોરૂ પરહેજગાર હોય. જીનના બનાવનારને જુવે તો તેની જોરૂને કોઇ બુઢીઆ ઓરત ફરેબ દે.

**જુલાઇઓ** ખવાબમાં જોવો તેની દલીલ મુસાફર કે કાસદ ઉપર છે. ખવાબમાં પોતાને જુલાઇઓ યા કપડાં વણતો જુવે તો કોઇ સાથે લડાઇ કરે. જુલાઇઆની માફક પોતે ઘણાં કપડાં વણેલાં જુવે તો ગમથી છુટે.

**જેવર અથવા ઝવેર** જડાવદાર ઓરતના બદન ઉપર જોય તો તે ઓરત ખવાબના જોનારની બેટી યા જોરૂ હોય તો દોલત પામે. ઝવેર ભાંગુ યા ખોવાયું જુવે તો નુકસાન પોહોંચે. જેવર નરદમ સોનાનુ ઘડાવેલું અથવા ઘડાવતાં જુવે તો માલ પામે પણ કોઇ સાથે નોકાનોકી કરવી પડે.

**જેહેર** ખવાબમાં જોય તો હરામ માલ ઉપર છે. જેહેર પોતે ખાધું જુવે તો હરામનો માલ મેળવે. પોતાનાં બદનને જેહેર લાગું જુવે તો લાલચુપણું કરે. ખવાબમાં પોતાનાં બદનને જેહેરથી આજાર પોહોંચ્યો જુવે તો ગમ તથા ફીકર પેદા થાય.

**જોલાબ** ખવાબમાં ખાતાં જોય તો હલાલ માલ પામે. જોલાબ કોઇને આપતાં જોય તો તેને ફાયદાભરેલું કામ સોંપે. ખવાબમાં જોલાબ નાખી દીધેલો જોય તો જોનારનું નુકસાનભરેલું કામ થાય.

**જંગલમાં** જતો પોતાને ખવાબમાં જુવે તો ગમ પેદા થાય. જંગલમાંથી બાહેર આવ્યો જુવે તો ગમથી ખલાશી પામે. ખવાબમાં જંગલ ઝાડીનું હોય તેની દલીલ જોરૂ ઉપર છે. મેવાદાર ઝાડનાં જંગલમાં ગયો અને તે જગાનો મેવો ખાધો એવું

જુવે તો માલદાર જોરૂ લાવે, અને ખાલી સુકું જંગલ જોય તો નુકસાન પોહોંચે.

**જંગલી જાનવર** ચોપગાંનો શેકાર કરતાં જુવે તો માલ ઘણો એકઠો કરે. જંગલી જાનવરને કોઇએ આપ્યું જુવે તો ગયલો માલ હાથમાં આવે. જંગલી જાનવરનું ગોસ્ત તથા ચામડું જુવે તો પોતાનો માલ હાંસલ કરવાની ખાહેશ રાખે. જંગલી જાનવરો તેના ફરમાબરદાર થયાં જુવે તો ટોળાના લોકો ઉપર સરદારી કરે.

**જંગાલ** પોતાની સોડે રાખેચ એવું ખવાબમાં જુવે તો કોઇના માલની પછવાડે બદ નજર કરે. જંગાલ આતશ ઉપર મુકી જુવે તો પાદશાહ યા હાકેમથી ફાયદો પોહોંચે. ખવાબમાં જંગાલ જોવી તેની દલીલ માલ ઉપર છે. જંગાલ ખાતાં જોય તો કોઇ બેગાની ઓરત સાથે ખરાબ કામ કરે અને તેનો માલ પણ ખાઇ જાય. જંગાલ ખવાબમાં જુવે તો ભુંડી ઓરત ઉપર દલીલ છે.

**જાંગ** ખવાબમાં જુવે તો તે બેશો ઉપર છે. જમણી જાંગ જુવે તો તે છોકરા ઉપર છે. ડાબી જાંગ જોય તો છોકરી ઉપર છે. અગર પોતાની જાંગ દરૂસ્ત તથા જોરાવર હતી જુવે તો ફરજંદ તનદોરોસ્ત આવે. અગર એથી ઉલટું જુવે તો ફરજંદનો હાલ જઇફ હોય. અગર જાંગ અને કુલું ભાગું જુવે તો ફરજંદ મરે.

**ઝવેરી**—કોઇ ખવાબમાં ઝવેરી થયો અને ઝવેર વેચતો હતો ને તે ઝવેર પોતાનાં હતાં એવું જુવે તો દાનાવ અને દીનદાર થાય, તથા સરવે આદમી સાથ હેસાન કરે. અગર ખવાબનો જોનાર જાહેલ હોય તો ઝવેરની કીમ્મતની માફક માલ અને નીઆમત ચીજ પામે.

---

# ટ-ત.

**ટાઢ** ખ્વાબમાં જુવે તો પાદશાહ ઉપર છે. ખ્વાબમાં ટાઢ ઘણી અને સરદ જોય તો શેહેરના પાદશાહથી નુકસાન પોહોંચે. ટાઢ સરદ હતી પણ નુકસાન નહીં થયું જુવે તો પાદશાહ તરફથી નફો પામે.

**ટાળું** ખવાબમા ખોલયું જુવે તો કામ પાર પડે. ટાળું ઉઘાડી નહી શકાયું જુવે તો તેનું કામ શકતીથી બર આવે. અગર સખત ટાળું જુવે તો પોતાનો માલ કોઇ નેક મરદને સોંપે.

**ટોપ** ખવાબમાં ફોલાદનું જોય તો બુરાઇથી દુર રહે. ખ્વાબમાં ફોલાદનું ટોપ રાખતો હતો એવુ જુવે તો તેનો મરતબો અને કોવત જીઆદા થાય. અગર ટોપ કોઇને આપ્યું જુવે તો આદમીને કોવત અને દબદબો જીઆદા થાય.

**ટોપી** ખ્વાબમાં જુવે તો આબરૂ તથા મરતબો પામે. અગર ચાર ખુણાવાળી ટોપી જુવે તો બુઝોરગી તથા શેહેર પામે. અગર કોલાહ પોતાના માથા ઉપર જુવે તો મુરાદ પામે. અગર હેઠે ઉતારેલી જુવે તો આજારી પડે.

**ટીડ** ખવાબમાં જુવે તે કોવત ઉપર છે. જીવતો ટીડ જુવે તો લશકર ઉપર છે અને મોટો ટીડ જુવે તો દીરામ અને અશરફી ઉપર છે. અગર એક જગોમાંથી તીડ નીકળયો ને જીઆન કરે છે એવું જુવે તો લશકર તે જગો પોહોંચે અને ખરાબી કરે. અગર ટીડ ઘણાં એકઠાં થયાંચ એવું જોય તો તે જગોનો માલ લુટાય.

**ટાંગવું**—ખવાબમાં પાદશાહના હોકમથી ટંગાય તો પાદશાહથી ઇજત પામે. ટાંગતી વખત આદમીઓ તેને જોતાં હતાં એવું જુવે તો જેટલાં જોતાં હોય તેટલાં ઉપર હોકમ ચાલે ખવાબમાં પોતાને ટાંગયોચ એવું જુવે તો કબીલા ઉપર તેનો હોકમ ચાલે. અગર ખવાબમાં ટંગાયાથી રસી તુટી જઈને નીચે પડે તો તે બુઝોરગીથી નીચે આવે.

**તકીઓ**–ખવાબમાં પોતાનો તકીઓ જુવે તો નેક નોકર આવી મળે. અગર કોઇએ ખવાબમાં તકીઓ ચોરયો જુવે તો ઓરતને કોઇ ફરેબ દે. ખવાબમાં તકીઓ જોવો પાંચ દલીલ ઉપર છે. ખીદમતગાર, લોંડી, સરદારી, દીનદારી, પરહેજગારી.

**તખત**–ખવાબમાં ગાદી વગરનાં તખત ઉપર પોતાને બેઠેલો જુવે તો સફર જવું પડે. અગર તખત ઉપર કાંઇ બીછાવેલું જુવે તો બુઝોરગી પામે અને દુશમન ઉંપર ગાલેબ આવે. અગર તખત ઉપરથી તુટી પડયો જુવે તો આબરૂ જાય. તખત ઉપર સુએ કે બેસે તેનું ફળ સારૂં ને દરૂસત છે.

**તખતી**–ખવાબમાં તખતી જુવે તો ગયલી મુરાદ હાથ આવે.

**તન**–ખવાબમાં આદમનું તન જુવે તો પોતાની ખુશાલીમાં તગી પેદા કરે. અગર તન લોખંડનું હતું એવું જુવે તો ઉમરદરાજ થાય. અગર તન કાચનું થયલું જુવે તો મોત નજદીક હોય. અગર તન જોરાવર અને તનદરોસત જોય તો તવંગર થાય. ખવાબમાં તન જઇફ જુવે તો દુરવેશ થાય. ખવાબમાં પોતાનાં તનને કરડેલું જુવે તો જોરાવર હોય તો કામની કુશાદગી થાય.

**તબીબ**–ખવાબમાં તબીબ જોવો તે નેકી તથા ખુબી ઉપર છે. અગર દવાઇના લેનારને ખવાબમાં જુવે તો નેકી તથા ખુબી થાય. અગર દાનાવ મરદ રાહના દેખાડનારને જુવે તો નેકી અને ખુબી ઉપર છે.

**તરવું** ખવાબમાં જુવે તો દુન્યાની દીનમાં ગરક થાય. અગર તરતાં ડુબે પણ મરે નહીં જુવે તો દુન્યાના સોગમાં ડુબે. અગર ડુબયો પણ સલામત બાહેર નીકળ્યો જુવે તો જાહાનના કામથી સલામતી પુગે. અગર દરીઆમાંથી તરીને બાહેર આવ્યો અને કપડાં પેહેરેલાં જુવે તો વેપારથી ખલાસી પામે.

**ત્રાજવું** ખવાબમાં જુવે તો કાજી ઉપર છે. અગર ત્રાજવું નવું અને બરાબર જુવે તો જોનારો બુઝોરગવાર થાય. અગર ત્રાજવું

બરાબર જુવે તો તે મુલકનો કાજી ઇનસાફ કરે, બરાબર નહી જુવે તો કાજી રૂસવા થાય. અગર ત્રાજવાંની દાંડી ભાંગી જુવે તો તે શેહેરનો કાજી મરે. ત્રાજવાંના બનાવનારને ખવાબમાં જુવે તો તે આદેલ પાદશાહ ઉપર છે.

**તબલ** ખવાબમાં જુવે તો ખીદમતગાર કામ નહી કરે. ખવાબમાં તબલ જુવે તે જુઠા આદમી ઉપર છે, તેથી આદમીઓમાં જુદાઈ પડે. અગર તબલ ખોહોવાઇ જુવે તો મરદથી જુદો પડે.

**તલવાર**–ખવાબમાં તલવાર મયાન સાથની જુવે તો તે ઓરત ઉપર છે. મયાન વગર જુવે તો માલ અને હોકમ ઉપર છે. તલવાર કોઇને મારી પણ કારગર નહી લાગી જુવે તો તેની નસલ કપાઇ જાય. તલવાર રાખતાં જુવે તો તેનું કામ જોરાવર થાય. તલવાર બીલોરની જુવે તો મોટાં આદમીથી નફો પોહોંચે. તલવાર મોતીની જુવે તો દાનાવ લોકોથી નફો પોહોંચે. તલવાર પાદશાહે તેને અપી જુવે તો પાદશાહથી નફો પામે.

**તલ્લી પેટમાની** ખવાબમાં જોય તો ખુશી પેદા થાય. અગર ઉંટની તલ્લી રાખતો જોય તો કોઇ મોટાં આદમીથી માલ હાંસલ થાય. ખવાબમાં તલ્લી જુવે તો કોઇ છુપા માલ ઉપર છે. અગર બીજાં જાનવરની તલ્લી જુવે તો માલ પેદા થાય.

**તળાવ** ખવાબમાં ઘણુંજ સાફ (સવચ્છ) પાણીનો જુવે તો તેનું ફળ નેક હોય. અગર પાણીમાં નાહતાં જુવે તો ગુનાહથી તોબાહ કરે. પાણી કાળાં તથા ગદલાં હોય તો ગમ પોહોંચે. ઘણું પાણી વેહેતું જુવે તો જીંદગી તથા રોજી વધે.

**તશબી**–ખવાબમાં તશબી ફેરવીને ખુદાના શુકરાના બજાવતો જુવે તો તેની દીન નવી થાય અને મરતબો પામે. એવો ખવાબ હાકેમ કે પાદશાહ જોય તો શેહેરમાં આબાદાની થાય.

**તાજ** અગર પાદશાહ ખવાબમાં જોય તો તેને હાથ મુલકો આવે. તાજ સોનાનું તથા જડાવનું માથાં ઉપર રાખતાં જુવે તો ઘણા

મરતબાને પોહોંચે. ખવાબમાં ઓરત તાજ સર ઉપર રાખતી જુવે તો મરદ કરે અથવા ઓરત સરદારી કરે. અગર ઓરતનાં સર ઉપરથી તાજ ઉરાડી નાખયું જુવે તો મરદ ઓરતને તલાક દે અથવા મરદ બીજી ઓરત કરે. ખવાબમાં પાદશાહે તાજ તેના સર ઉપર મેલ્યું જુવે તો તાજની કીમત માફક પાદશાહ યા હાકેમથી તે ધણી ઇજ્જત તથા મરતબો પામે. તાજ ઉપરથી પડી ગયું જુવે તો તેનાં કામમાં ખલલ પોહોંચે.

**તાપ તથા બોખાર** ખવાબમાં આવતી જુવે તો ફેસાદમાં પડે. ખવાબમાં લાંબી તાપે પડયોછ જુવે તો ઉમર લાંબી થાય. અગર થોડી તાપમાં પડયોચ જુવે તો તનદરૂસતી નહીં રહે.

**તાબુત** ખવાબમાં જુવે તે ઓરત ઉપર છે. તાબુત મોટું યા નવું જુવે તો ઇજ્જત તથા માલ મરતબો પામે.

**તાવીઝ** ખવાબમાં રાખતો દેખે કે તેની ઉપર ખોદાતઆલાનું નામ લખેલું હતું તો ગમથી છુટે, કરજદાર હોય તો કરજ અદા થાય, બીમાર હોય તો આરામ થાય, સફરે ગયો હોય તો પોતાને વતન પાછો ફરે. અગર તાવીઝ લાવી કોઇને આપેચ જુવે તો આદમીને આરામ પોહોંચાડે. તાવીઝ લખીને વેચેચ જુવે તો ફતેહમંદ થાય.

**તાશ** ખવાબમાં જુવે તે ખીદમતની કરનાર ઓરત ઉપર છે. ખવાબમાં તાશ રાખતો જુવે તો લોનડી હાંસલ કરે. તાશ ખરીદ કીધેચ એવું જુવે તો તે લોનડીને પોતાની ઓરત કરે.

**તીતર**–ખવાબમાં તીતરને જોવો તે ખુબસુરત જોરૂ તથા હરામ માલ ઉપર છે. તીતર સાથે લડાઇ કીધી જુવે તો મકર કરનાર સાથ લડાઇ કરે. તીતરને પકડયું જુવે તો સારી ઓરત હાથ આવે. પોતાના ઘરમાંથી તીતર નાસી ગયું જુવે તો તેની ઓરત મરે. શીકારથી તીતર પકડયું જુવે તો કોઇ ઓરતને ફરેબ દે. તીતરનું ગોસ્ત ખાધું જુવે તો માલ ખરચ કરે. તીતર ઘણાં જુવે તો ઘણી લોંડી ખરીદ કરે.

**તીર મારવો** તથા તીરનો પેકાન ખ્વાબમાં જોવો રાસત સખુન ઉપર છે. અમસથો તીર ફેંકતો જુવે તો ખુશ ખબરનો કાગજ પરદેશથી આવે. તીરથી કોઇને વીંધયો જુવે તો માલદાર આદમીથી ફાયદો તથા હોરમત જોય. તીરનો પેકાન પોતાને હાથ લાગો જુવે તો કામ દરૂસત થાય. તીરનો પેકાન ટુટેલો જુવે તો તેનો હાલ જબુન થાય.

**તેલ**–ખ્વાબમાં તેલ હર તરેહનું ખુશબોઇદાર જુવે તો સારી વાત સાંભળે. હર તરેહનું બદબોદાર તેલ જુવે તો ખુની વાત સાંભળે તથા બદકાર ઓરત ઉપર દલીલ છે.

**તોક તથા હાંસડી**–ખ્વાબમાં તોક યા હાંસડી સોનાની કે રૂપાની ગળામાં નાખેલી જુવે તો તેની કીમત માફક અથવા જાગીર પામે. ખ્વાબમાં તોક લોઢાંનો ગરદનમાં નાખેલો જોય તો દીનમાં ફેસાદ ઉભો કરે.

**તોખમ યાને બીજ** ખ્વાબમાં રોપીને પાછાં એકઠાં કીધાં જુવે તો ઇજ્જત તથા બુઝોરગી પામે. અગર તોખમ રોપયાથી કાંઇ હાંસલ થયલી નહીં જુવે તો ગમ પેદા થાય. અગર કોઇએ ખ્વાબમાં ઘઉં રોપયો જુવે તો પાદશાહથી નફો થાય. અગર જવ રોપયા જુવે તો માલ એકઠો કરે. જુવાર યા બીજો દાણો રોપયો જુવે તો માલ થોડો પામે. મસુર અને વાલ રોપયા જુવે તો ગમ પેદા થાય પોતાની જમીનમાં તોખમ રોપયાં જુવે તો તેનું ફળ એ જે ઓરત કરે અને તેનું કામ નેક થાય. અગર ખ્વાબમાં પોતાની જમીન નહીં ખેડેલી જોય તો કોઇ સાથે લડાઇ કરે.

**તોડવું**–ખ્વાબમાં કોઇ ચીજ તોડી નાખી કે ભાંજી નાખી જુવે તો તોડનાર માણુસને નુકસાન થાય.

**તોબરો** ખ્વાબમાં જુવે તો તે નફા ઉપર છે. અગર તોબરો રાખતાં જુવે તો સખતીથી નફો પામે. અગર તોબરો તેનો જાહેર થયલો જુવે તો નુકસાન થાય

**તોબાહ કરવી**–ખવાબમાં કોઇને કે પોતાને તોબાહ કરતાં જોય તો તે તોબાહનો કરનાર પશેમાન થઇને નેક ફેલ કરે અને બુરાં કામથી દુર રહે.

**તોરંજ** ખવાબમાં જુવે તેની તાસીર માલ ઉપર છે. અગર ખવાબમાં તોરંજ બીન ધણું રાખતો જુવે તો તેની માફક હલાલ રોજી પામે, અને જ્યાં ઉમેદ નહીં હોય ત્યાં ઉમેદ બર આવે.

**તંગ જગામાંથી** કુશાદે જગ્યામાં ગયો જુવે તો તેની હાજત ખુદાત-અલા પુરી પાડે. કુશાદે જગામાંથી તંગ જગામાં જાય તો આજાબમાં પડે. તંગ જગામાં કાયમ રહયો જુવે તો જબુન પોહોંચે.

**તંદુરમાં** નાન ભુજાતાં ખવાબમાં જોય તો હલાલ રોજી મલે. તૈયાર તંદુરમાં કાંઇ પકાતું જોય તો માલદાર થાય. તંદુર ખાલી જોય તો મધયમ માલનો ધણી થાય.

**તંબુ** ખવાબમાં જોય તો મોહોટાઇ પામે. તંબુ પાદશાહે આપયો જોય તો પાદશાહી સરોપાવ પામે. તંબુ પડયો કે બળી ગયો જુવે તો તે તંબુનો ધણી મરણ પામે. પાદશાહ યા હાકેમનો તંબુ પડી ગયલો જોય તો તેનો મુલક ઉજડ થાય.

**તંબુરો** ખવાબમાં જુવે તે જુઠી વાત સાંભળે. તંબુરો તંગ દફ જુવે તો ગમ પોહોંચે. તંબુરો નાખી દીધો કે ભાગી ગયો જુવે તો જુઠી વાતથી તોહોમત કરે. અગર આજારી ખવાબમાં તંબુરો વગાડે તો તેનું મોત નજદીક હોય. અગર ખવાબમાં તંબુરાનો અવાજ સાંભળે તો એક ઓરત સાથ દોસતી કરે.

**ત્રાંબુ** ખવાબમાં પોતાનોજ માલ છે એવું જુવે તો તે માફક માલ પામે. ત્રાંબાનાં વાસણ જુવે તે ખીદમતગાર ઉપર છે. ત્રાંબાની દીવી જુવે તે શેહેરના સરદાર ઉપર છે. અગર ત્રાંબાને ગાળીને સાફ કીધું જુવે તો મુશકેલીમાં પડે પણ પોતાના હાથેજ કુશાદ થાય.

---

## ઠ—થ.

**થાળી**-લાકડાંની થાળી ખવાબમાં જુવે જેમાં ખાણું મુકયું હોય તેને સફરની રોજી મલે. અગર થાળી નાખી દીધી જુવે તો ખાણું હરામ થાય. ખવાબમાં થાળી જુવે તે ખીદમતગાર ઉપર છે જેથી ખેર થાય અને ખુબી તથા પોતાનો માલ હાંસલ કરે, પણ સોનાની તથા રૂપાંની થાળીમાં ખાણું જુવે તો હરામ રોજી મલે. કલાઇ તથા કાસાંની થાળી જુવે તો સુખભરેલી રોજી મલે. કાચની થાળી જુવે તે ઓરત ઉપર છે. અગર થાળીમાંની કોઈ મીઠી ચીજ ખાતાં જુવે તો નફો પામે. થાળીમાં જીણુસ ખાટી જુવે તો ગમ પેદા થાય. થાળી ખાલી જુવે તો મુફલેસી પેદા કરે.

**થેલી અથવા ખીસો**—અશરફી કે રૂપયાની થેલી હાથ લાગી જુવે તો રોજી તેની કુશાદે થાય. થેલી ખાલી જુવે તો રોજી કમ થાય. ખવાબમાં રૂપયાની થેલી કોઈની પાસે અનામત મુકી જુવે તો લડાઇ થાય. થેલી રૂપયાની ખોવાહી જુવે તો લડાઇથી નચીંત થાય.

**થુક**—ખવાબમાં જુવે કે થુક નાખ્યા તો તેનો સખુન હલાલ નહી રહે. થુક મસજીદમાં નાખી જુવે તો રાસત દીનના સખુન હોય. થુક દેવાલ ઉપર નાખી જુવે તો પોતાનો માલ ખરચે. થુક જમીન ઉપર નાખી જુવે તો રોશની જાહેર કરે. થુક ઝાડ ઉપર નાખી જુવે તો જુઠા સોગંદ ખાય. ખવાબમાં ઘરમાં થુક નાખી જુવે તો ઓરતની દરાજી ઉપર છે. થુક મરદ જુવે તો મોત ઉપર આજારી પડે. થુક મોઢામાં સુકાઇ ગયલી જુવે તો ફકીરી હાંસલ કરે. ખવાબમાં કોઇ શખસના

મોઢામાં થુક નાખી જુવે તો તેના ઘરના લોકો તેની ઉપર તાનાજાની કરે. થુક સાથે લોહી નીકળયું જુવે તો ખવાબનો જોનારો હરામ માલ ઉપર નજર કરે.

**થાંભ** ખવાબમાં જુવે તે મોટા માણસ ઉપર છે. અગર સીધો અને ઉસતવાર થાંભ જુવે તો મોટા આદમીથી નફો પામે. થાંભ ભાંગો અથવા બળી ગયો જુવે તો કોઇ મોટું આદમી હલાક થાય. ખવાબમાં થાંભ જુવે તો તે જોનારની સલામતી ઉપર છે. થાંભ સીધો અને ઉભો જુવે તો કૌવત આવે. ખવાબમાં થાંભ જુવે તે ઘરના ખાવદ ઉપર છે. ઘરનો થાંભ ભાંગો યા પડયો જુવે તો ઘરનો ખાવંદ હલાક થાય.



# ડ—દ.

**ડકાર અથવા ઓડકાર** ખવાબમાં ખાવે એવા સખુન કહે તેથી હોરમત કમ થાય. અગર ડકાર ગળામાંથી નીકળયો જુવે તો તેનું મોત નજદીક હોય. અગર ખોટો અને જબુન ઓડકાર ખાધો જુવે તો એવું કરે કે તેમાં નુકસાન પુગે.

**ડાહામ દેવો** ખવાબમાં જુવે તેની દલીલ ખજાણા ઉપર છે. ડાહામ દીધાથી લોહી તથા પરૂ નીકળતું જોય તો પાદશાહની આગલ અજીજ થાય. અગર કોઈનાં તન ઉપર ડાહામ મુકેલા જોય તો જે ઉપર ડાહામ મુકયા હોય તે ઉપર તોહોમત ચઢે. ખવાબમાં કોઇ આજાર ઉપર ડામ દેતાં જુવે તો દુનીયાનું કામ કરે.

**ડુટી**—ખવાબમાં આદમીની ડુટી જુવે તો ઓરત ઉપર યા લોંડી ઉપર છે. ખવાબમાં પોતાની ડુટી પડી ગઇ જુવે તો ઓરતને તલાક દે અથવા તેની લોંડી મરે. ડુટી મોટી થઇ જુવે તો માલ તથા નયામત જીઆદા થાય. પોતાની ડુટી નાની જુવે તો નયામત કામ થાય.

**ડુબવું**—કોઇ દરયામાં ગરક થયલો અને મુવેલો જુવે તો પાદશાહ યા હાકેમ તેને હલાક કરે. અગર તે ડુબયો પણ પાણી તેને પાછું ઉપર લાવયુ જુવે તો તે જોનાર દુનયાનાં કામથી હાથ ઉઠાવી બેહેશતનાં કામ કરે. પોતાની મીલકત કે જાનવરને ડુબતાં જોય તો જે કામથી હેરાન થતો હોય તેથી ખલાસ પામે.

**દડી**—ખવાબમાં જાણે પાદશાહ દડી મારે છે એવું જુવે તો કોઇ સાથે લડાઇ થાય અથવા નાખુશી ઉપજે. ખવાબમાં દડી રમવી સેપાહોને નેક છે પણ બીજાઓને બદ છે.

**દફ વજાડવું**—ખવાબમાં દફ યા પખવાજ વજાડતાં જુવે તો તે મશહુર કામ ઉપર છે. ખવાબમાં લોંડી પખવાજ વજાડેચ એવું જુવે

તો કોઇ મશહુર ચીજ તેને પોહોંચે. પખવાજનો અવાજ સાંભળતાં જુવે તો ખુશી કરે.

**દરવાનગીરી**—ખવાબમાં પોતાને કે કોઇને દરવાનગીરી કરતાં જુવે તો તેનો મરતબો વધે અને મુરાદને પોહોંચે. કોઈ કમજાત આદમીની દરવાનગીરી કરતાં જુવે તો કલેશ તથા ફેસાદ થાય.

**દરજી**—કોઇ ખવાબમાં દરજી જુવે તો નેકી પામે. અગર પોતાનાં કપડાં વેતરાવતાં યા પોતે દરજી થયો એવું જુવે તેનું કામ સલાહ ભરયું થાય.

**દરગાહ**—ખવાબમાં કોઇ દરગાહમાં બેઠો જુવે તો દુનયાની મતાથી ફાયદો થાય.

**દરવાજો** ખવાબમાં જુવે તો તે ઓરત ઉપર છે.

**દરાખ** ખવાબમાં કાળી જુવે તો ગમ પોહોંચે. મગર દરાખનો હીંગામ નહીં હોય તો આજારી પડે. દરાખના જેટલા દાણા ખાતાં જુવે તેટલા લાકડીના ઝપેટા ખાય સફેદ દરાખ પોતાના હીંગામ ઉપર ખાતાં યા અમસથી જુવે તો નયામત ચીજ પેદા થાય. લાલ દરાખની દલીલબી એજ છે. ખવાબમાં અંગુર પોતાના હીંગામ ઉપર જુવે અને તેનું આબ રોશન જોય તો હલાલ રોજી ઉપર છે. ખવાબમાં દરાખને લાકડાંના શીકંજામાં નીચવતાં જુવે તો કોઇ જુલમગારની ખીદમત કરે. ખવાબમાં અંગુરને ઠાળીમાં નીચવતાં જુવે તો નેક ઓરતથી ફાયદો પોહોંચે. દરાખ તેના હીંગામપર અને મીઠી જોવી તેની દલીલ ત્રણ છે. પેહેલું હલાલ માલ, બીજું નેક ફરજંદ, અને ત્રીજું એલમ તથા અક્કલ.

**દરયો** ખવાબમાં જોવો પાદશાહ ઉપર છે.

**દવાત** ખવાબમાં રાખતાં જુવે તો પોતાનાં સગાંઓ સાથે લડાઇ કરે. અગર કલમે કરી શાહીને દવાતમાં ઘાલેચ એવું જુવે તો

તેને ઘેર બેટા આવે. દવાત સોનાની જુવે તો ફીકરમાં ગીરફતાર થાય. દવાત રૂપાંની જુવે તો ઓરત કરે. પીતળની જુવે તો નફો પામે. ત્રાંબાંની જુવે તો થોડીક ચીજ તે પામે.

**દવાઇ** ખવાબમાં કોઇ બીમારે ખાધી તથા માફક આવી જુવે તો દીનની ખુબી સાથે રહે. અગર માફક નહીં આવી જુવે તો દીનને ખરાબ કરે. દવાઇ તનદરોસ્તીને સારૂ ખાધી જુવે તો દવાઈની માફક દુન્યાની ખુબી પામે. ખવાબમાં પોતે આદમીઓને આરામ થવા સારૂ દવાઇ બનાવીચ જુવે તો ખલકના લોકો સાથે હેશાનમંદી કરે. દવાઈ ખાધાથી જોલાબ ઘણો લાગી ગયો જુવે તો તેની ઉપર જીહાં તંગ થાય. આજારી નહી પડેલો જુવે તો નફો પેદા થાય. દવાઇ ખાધી અને અક્કલ ગુમ થઇ જુવે તો આરામ થાય.

**દસતાન** ખવાબમાં મરદ જોય તો આજાબ ભોગવે. ઓરત જોય તો માલની વરૂધી થાય. અગર મરદ દસતાન બેઠો જુવે તો ફેશાદની ખાહેશ કરે. ઓરત દસતાન બેઠેલી જુવે તો માલ પામે. પોતાના ઓરતને દસતાન બેઠેલી જોય તો દુન્યાનું કામ બદ થાય. પોતાની ઓરતને દસતાનથી પાક થઇ નાહીને કપડાં પેહેડયાં જુવે તો દીન અને દુન્યાનું કામ તે ઉપર કુશાદે થાય.

**દહીં**-ખવાબમાં દહીં ખરીદ કરવું તથા ખાવું તેની દલીલ હરામ માલ ઉપર છે. રોટલી સાથ દહીં ખાતો જોય તો તે માફક ગમ ખાય. દહીં કોઇને આપ્યું જુવે તો જેને આપયું તેને ગમ પોહોંચાડે.

**દાતણ કરવું** ખવાબમાં જુવે તે નેક નહી હોય, કારણકે એવું જોતું ઘરના લોકો ઉપર છે, તથા દાતણ સાવરણી ઉપર તાલુકો રાખે છે જેથી ઘરના લોકો ઝાડે છે. ખવાબમાં દાતણ કરે તેના ઘરનાં લોકોને માલમાં નુકસાન જાય.

દાતરડું ખવાબમાં જુવે તો માલ પામે. દાતરડું ખાવાયું જુવે તો નુકસાન પોહોંચે. રૂપાંનું યા સોનાનું દાતરડું જુવે તો હરામનો માલ હાંસલ કરે. દાતરડાંએ કરીને કાપી નાખ્યું જુવે તો માલ સખતીથી હાંસલ કરે.

**દાન અથવા જગાત** ખવાબમાં માલ ઉપર ભરતો જુવે તો ખેર તથા બરકત હોય. માલનું જકાત ભર્યું જુવે તો પરહેજગારીથી છુટકો થાય દેવાદાર હોય તો દેવું આપે. બીમાર હોય તો આરામ પામે. ખવાબમાં દાન જકાત આપે તેની દલીલ આઠ છે. એક તો નેક બશારત, ખેર તથા બરકત, કામની મજબુતી, પોતાની હાજત, રૂત દાન, ગમથી છુટવું, માલની વરૂધી અને દુશમન ઉપર ફતેહ.

**દાણા**—ખવાબમાં હરએક જાતના દાણા સુકા જુવે તો ગમ ઉપર છે. દાણામાંથી એક દાણો જમીન ઉપર પડયો જુવે તે ભાવ ખોટો પડે. હરેક દાણાની જણુસ પોતાના ઘરમાં રાખતાં જુવે તો દાણાનો ભાવ મોંઘો થાય દાણામાં આનશ પડયો જુવે તો દાણાનો ભાવ સોંઘો થાય.

**દાદર**—ખવાબમાં મીટી અથવા ઇંટની સીડી ઉપર ચઢતો જુવે તો દીનની વાએજ કરાવે. લાકડાંનો દાદર જોવો દીનની જબરી ઉપર છે. ઉંચી સીડી ઉપર ચઢતાં જોય તો બુઝોરગી પામે. સીડી ઉપરથી ઉતરયો જુવે તો ઇજ્જત જાય. ખવાબમાં સીડી પરેહજગાર જુવે તો દુશમન ઉપર ફતેહમંદ થાય. સીડીનો ખવાબ જોનાર નાપાક હોય તો દુશમનના હાથ ઉપર મારયો જાય.

**દાલચીની અથવા તજ**—ખવાબમાં પોતીકી પાસે દાલચીની યા તજ જુવે તો ગમગીન થાય. દાલચીની ખાતાં જુવે તો ઘણી સખતી પોહોંચે. દાલચીની આજાર ઉપર ખાધી જુવે તો સારૂં થાય.

**દાંત** ખવાબમાં જોય તેની દલીલ પોતાના ખેશ ઉપર છે. ઉપરના દાંત મરદ સાથ તાલુકો ધરાવે છે, અને નીચેના ઓરત સાથ તાલુકો રાખે છે. આગલા દાંત જુવે તે મા, બાપ, ભાઇ, અને બેહેન ઉપર તાલુકો રાખે છે. આગલા દાંતની પાસેના દાંતની દલીલ કાકાની સગાઇમાં તાલુકો રાખે છે. છેલા દાંત જે દાઢ છે તેની દલીલ કુટુંબ ઉપર તાલુકો રાખે છે. ખવાબમાં દાંત સફાઇભરેલા જુવે તો તેનાં ખાનદાનની ખુબી વધે. દાંત જબુન તથા ખરાબ જુવે તો ખાનદાન ખરાબ થાય. દાંત જમણી તરફના જુવે તો બાપના સગા ઉપર છે. ખવાબમાં દાંત દરદ કરેચ તેને હાથે કરી ઉખેડી જમણા હાથમાં લીધા એવું જોય તો નફો પામે. ડાબા હાથમાં દાંત લે તો રૂપ્યા હાંસલ થાય. બંને હાથમાં લે તો માલ હાથ કરે.

**દાંત કોતરવાની સલી** ખવાબમાં જુવે તો પોતાનો માલ કંઇ ચીજ ઉપર ખરચ કરે તેમાં સવાબ લાગે. ખવાબમાં પોતાના દાંતને દાતન કરતાં જુવે તો પોતાનાં ભાઇ બેહેન સાથ હેસાન કરે.

**દીલ** ખવાબમાં જુવે તો માલદાર થાય. દીલ તનથી બાહેર જુવે તો તેની દીનને નેકી પોહોંચે. દીલ તંગ જુવે તો તેનું કામ ઘણું સખતીભરેલું થાય. પોતાનું દીલ ખુશ જુવે તો તેનું કામ ફતેહમંદ થાય. પોતાનાં દીલને ખરાબ થયલું જુવે તો ગમ પોહોંચે મગર માલદાર થાય.

**દીવી** ખવાબમાં જુવે તો કોઇ ખીદમતગાર મલે. દીવી પડી અથવા ભાંગી જુવે તો તેનો ખીદમતગાર મરે. દીવા લોઢાંની, ત્રાંબાની, યા પીતલની જુવે તો ખીદમતગાર સજાત હોય તેથી નફો થાય. દીવી સોનાની અથવા રૂપાંની જુવે તો ઘણુંજ નેક હોય. દીવી લાકડાંની જુવે તો ખીદમતગાર તથા પોતાની ઓરત કમીનાં હોય પણ આખર રૂડું જુવે.

દુકાન ખવાબમાં બનાવતાં જોય તો જોરૂ સાથ પયાર કરે. દુકાન ખરાબ થઇ જુવે તો પોતાની જોરૂને કાઢી મુકે. પોતાની દુકાન પડી ગઇ જુવે તો ઓરત મરે. દુકાન ઉપર બેસી સોદો વેચતાં જુવે તો તેને ફરજંદ ઘણાં હોય. ખવાબમાં કોઇ બીજાના ધણીની દુકાન ઉપર બેઠેલો જુવે તો તે દુકાનના ધણીની જોરૂ સાથે સંગત કરે.

દુધ—ખવાબમાં દુધ વાસણમાં જુવે તો ઘણો માલ પામે. દુધ વાસી અને ખાટું જુવે તો નુકસાન પોંહોંચે. દુધ પીધું જુવે તો હલાલ માલ પામે. ખવાબમાં ઓરત પોતાનાં થાનમાં દુધ જુવે તો બેટો આવે. દુધ મરદને દોહોવતાં જુવે તો માલ ઘણી થાય. મરદને દુધ ધાવતાં જોય તો પોતાની મોરાદથી પાછો ફરે. દુધ નદીમાં રેડતાં જુવે તો ફેસાદમાં પડે. જંગલી ચોપગાંનું દુધ જુવે તો થોડો માલ પોહોંચે. ઉંટનું દુધ પીએ તો બુઝોરગી પામે. હરણ તથા બકરીનું પીતાં જુવે તો જીનત તથા રોજી વધે. વાઘણનું દુધ પીતાં જુવે તો દુશમન ઉપર ફતેહ પામે. ભુંડનું દુધ પીતાં જુવે તો બેઅકલ આદમી હોય. વરૂનું દુધ પીધું જુવે તો બચાં સાથ દગો કરે. ગાય અથવા ગોસપંદનું દુધ પીતાં જુવે તો હલાલ રોજી પામે.

દુશમન સાથ ખવાબમાં લડાઇ કીધી અને તે ઉપર ફતેહ પામયો જુવે તો તેની હાજત રવા થાય. દુશમન જોરાવર થયો જુવે તો ગમ તથા ફીકર પોહોંચે. ખવાબમાં દુશમનને જોવો દરૂસત નથી.

દેગ—ખવાબમાં કાંઇ ચીજ ત્રાંબાની દેગમાં પકાવવા મુકી જુવે તો નફો થાય. માટીની દેગ અથવા કાદવની હાંલી જુવે તો ભલું ખેર આફીઅત જુવે. દેગમાં ગોશત પકાવતાં જુવે તો રોજી ઘણી મલે. પકાવવાની દેગ ભાંગી જુવે તો ઘરનો ધણી આજારી પડે. ખવાબમાં દેગને કલાઇ કરાવેલી જુવે તો કામ રૂડું જ હોય. દેગ આંધળી તથા ગળતી જોય તો ગેરઠેકાણે પૈસા જાય.

**દેવને** ખવાબમાં જુવે તો કોઇ છુપા દુશમનથી ફરેબ ખાય. દેવની સાથે લડાઇ કરીને તે ઉપર ગાલેબ આયો એવું જુવે તો દીનની રોશની વધે અને દુશમન ઉપર ફતેહ પામે. દેવને પોતા ઉપર ગાલેબ આવેલો જુવે તો તે કાંઇ દીનદારનું કામ નહીં હોય, તથા પોતે દુશમનથી નાહાસે. ખવાબમાં પોતાને દેવના બંધમાં પડેલો જુવે તો તે તેથી રૂશ્વા થાય. દેવે તેને પકડયો યા દેવ તેના પેટમાં ભરાયો જુવે તો ફેસાદથી દુર રહે.

**દેવાલ**–ખવાબમાં દેવાલ મજબુત હતી તેના સર ઉપર બેઠેલો જોય તો તેનો હાલ ઓસતવાર હોય. જુની દેવાલને ખરાબ કીધી જુવે તો આરામ પામે. નવી દેવાલને ખરાબ કીધી જુવે તો મુસીબતમાં પડે. દેવાલ ઉપર પગભર ઉભેલો જુવે તો તેનો હાલ નેક નહીં હોય. દેવાલ વાંકી થઈ ગઇ જુવે તો કોઈ અતલગનું મરણ પામે તથા રોજી કમ થાય. દેવાલ સાથે વળગેલો જોય તો તેનો હાલ દુન્યામાં સારો નહી હોય. દેવાલ પોતાના હાથે બાંધતાં જુવે તો તેની ઉમર તથા કુટુંબ તથા તેનો માલ જીઆદા થાય. ખવાબમાં શેહેરની કે મસજીદની દેવાલ પડી ગઈ જુવે તો તે શેહેરનો હાકમ મરે. પથર તથા ચુનાની દેવાલ બાંધતાં જોય તો દીનની ખરાબી કરે અને દુન્યાના લોભથી ઠગાય.

**દેવાનાપણું** અથવા દેવાના મરદને જોવો તેની દલીલ ખલકના લોકોની નાલેશી ઉપર છે. ખવાબમાં પોતે દેવાનો થયો જુવે તો હરામી ઉપર ખાહેશ કરે દેવાના મરદ સાથ સોહોબત રાખી જુવે તો બદીનું કામ કરે.

**દોઆ કરવી** જુવે તો હાજત રવા થાય. પોતાને દોઆ કીધી તથા માફ માંગી જુવે તો કામ નેક થાય. અગર પોતે દોઆ કરે છે એવું જુવે તો ગમથી આરામ પામે. અગર જારી કરી આજેજીથી દોઆ પદતાં જુવે તો ખુદા તેનો ગુનાહ બખશે અને રવા કરે.

**દોજખ**–ખવાબમાં જોય જે દોજખમાં ગયો અને ત્યાંથી બહાર નીકળયો નહીં તો તે ગુનેહગાર હોય તો તેનું મોત આવે. દોજખમાં જઇને પાછો આવ્યો જુવે તો દુન્યાના કારોબારમાં ગીરફતાર થાય. પછી આકેબત તેથી સારૂં થાય. દોજખમાં ખાણું ખાધું તથા શરાબ પીધો જુવે તો તે બુરા ફેલનો કરનાર હોય. ખવાબમાં નાપાક આદમી સીવાય બીજા કોઇને દોજખની બશારત નહીં હોય.

**દોધી** ખવાબમાં પોતાના ઘરમાં તથા દોધીના હીંગામપર જુવે તો માલ તથા ઇજત વધે. અગર આજારી માણસ જુવે તો આરામ પામે. અગર ગોલામ હોય તો આજાદ થાય. અગર મુસાફર હોય તો સલામત ઘેર આવે. અગર બદકાર હોય તો ગુનાહથી પાછો ફરે. ખવાબમાં દોધી રોપતાં તથા તોડતાં જુવે તો રોજી પામે.

**દોરડું** ખવાબમાં જુવે તેની દલીલ વચન તથા સોગંદ ઉપર છે. ખવાબમાં દોરડાંથી ટંગાયલો જુવે તો મરતબો વધે. ખવાબમાં બાંધેલા બંધથી દોરડું તુટી ગયલું જુવે તો લોકોમાં રૂશવા થાય. દોરડાંમાં હાથ ઘાલયા અને ટંગાયલો છે એવું જુવે તો તે જોનાર આજારી હોય તો તેને આરામ થાય. દોરડું પકડી નીચે ઉતરયો જુવે તો પોતાની હાજતથી નામોરાદ થાય દોરડાં ઘણાં જુવે તો ઉમર દરાજ થાય.



# ઢ—ધ.

**ઢાલ**—ખવાબમાં બીજાં હથયાર સાથે માથાં ઉપર ઢાલ રાખી જુવે તો જીઆન પોહોંચે. ફકત ઢાલ જુવે તો કુટુમ્બ કબીલાને પાલે.

**ઢોલ તથા નગારૂં** વજાડતાં જોય તો તેની દલીલ જુઠાઈ ઉપર છે. ઢોલ, સરનાઇ વજાડે તથા કુદતો જાય છે એવું જોય તો ગમ પેદા થાય

**ધરતીકંપ** ખવાબમાં જુવે તો શેહેરના આદમીઓને પાદશાહ તથા હાકમથી જુલમ પોહોંચે.

**ધાણા** ખવાબમાં ખાતાં જુવે તો ગમ પોહોંચે. ધાણા ખરીદ કીધા જુવે તો બીમારી પોહોંચે. ખવાબમાં ધાણા જોવાની દલીલ ગમ ઉપર છે.

**ધુજવું**—ખવાબમાં કોઈનું માથું હીલતું જુવે તો પાદશાહથી સખતી જોય. અગર ગરદન હીલતી જુવે તો અનામત બાર તેની ઉપર રહે. ખભું ધુજતાં જુવે તો ખરાબ વાત સાંભળે. પેટ ધુજતાં જુવે તો સફરમાં સખતી પોહોંચે. તમામ બદન ધુજયું જુવે તો જે મુરાદ ચાહે તે પુરી ફળે ખવાબમાં ધુજવું એવું જુવે તો તેની દલીલ ડર તથા દેહેસત ઉપર છે. ખવાબમાં આસમાન હીલયું અથવા ધુજયું જુવે તો તે શેહેરમાં જુલમ ઘણો થાય. ચાંદ અથવા સુરજ ધુજતા જુવે તો તે જગાના દાનાવ આદમીઓ દીન ડુબાવે. આસમાન ધુજતાં જુવે તો તે જગયા ઉપર દુકાળ પડે તથા મરકી ફેલાય ખવાબમાં કોઇ માણસ મેહેલ તથા ઘેર ધુજતાં જુવે તો તે ઘણી મુસીબતમાં પડે.

**ધુમાડો** ખવાબમાં જુવે તેની દલીલ જુલમગાર પાદશાહ ઉપર છે. જે દશાથી ધુમાડો નીચે પડયો અને તેમાંથી આતશ પેદા થયો જોય તો ત્યાં ફેસાદ થાય.

**ધોબી**–ખવાબમાં પોતાને ધોબીનું કામ કરતાં જુવે તો ગુનાહથી તોબાહ કરે અને બંદગીની તોફીક પામે, કાંય જે ધોબીના જામામાં મેલ છે તેનું બયાન ગમ ઉપર છે અને ધોબી મેલનો કાઢનાર છે તેથી ખવાબનો જોનાર ખુદા સાથે મળે. ધોબીનાં કપડાં ધોયલાં ફાડી નાખયાં જુવે તો પોતીકી તાજેશ તોડે. ખવાબમાં ધોબીને જુવે તો સખાવતના કરનાર મરદ ઉપર છે.



**સ્વપનાની તાસીર જોવી હોએ તો આએ ચોપડી વાંચશો!**

**સૌથી મોટી ગજવાની તાસીર જોવી હોએ**—અને આવા સખત—હીંગામમાં પૈસાનો બચાવ કરવો હોએ તો ઝોરાસ્ત્રીઅન એશોસીએશન તરફથી ગ્રાંટરોડ ટ્રામ તરમીનસ આગલ **ધી ઝોરાસ્ત્રીઅન પ્રોવીઝન માર્ટ** ઉઘાડવામાં આવી છે જ્યાં, અનાજ, ઘી, ખાંડ, આટો, મેવો, મસાલો વગેરે દરેક ચીજ ઘર ઉપયોગનો ખોરાકી સામાન મલશે. આવા વખતને લીધે ખાસ જરથોસ્તીઓના ફાએદાને માટેજ સસતા ભાવો રાખવામાં આવ્યા છે. દરેક માલ સોજો તથા ખાત્રીપુર્વક મલશે.

## ધી ઝોરાસ્ત્રીઅન પ્રોવીઝન માર્ટ.

**ટ્રામ તરમીનસ, ગ્રાંટરોડ, મુંબઇ.**

**તબીઅતની તાસીર જોવી હોએ તો લુકમાની શીરપ પીવો**—ચામડીના દરેક દરદોનો તથા ગરમીના બુરા રોગોનો જડમુલથી નાશ કરી લોહીનો સુધારો કરે છે, ભુખ લગાડે છે, ઝાડાની કબજીઆત મટાડે છે અને કોઇપણ જાતના તાવનો જડમુલથી નાશ કરી શકતી આપે છે બચાંથી તે મોટી ઉમરના સુધીનાને એક સરખું ઉપયોગી. ખાધા પછી ૧) ચમચો પાણી અથવા સોદામાં લેવો. કી. બા. ૧) ના રૂ. ૨) ઝો. પ્રો. માર્ટ.

કીસમતની તાસીર જોવરાવવી હોએ તો જાવો ઝો. પ્રો. માર્ટ—જન્મોત્રી, વરસ ફ્લ, ટપકા વગેરે ખાત્રીપુર્વક જોઇ આપવામાં તેમજ ખાત્રીપુર્વક બનાવી આપવામાં આવશે.

# ન.

**નખ** ખવાબમાં જુવે તે સખાવત ઉપર છે. અગર ઘણાં નખ કે નખો કાતરે કરી ઉતારતાં જુવે તો મોટાઈ તથા માલ હાંસલ થાય યા નખ ઠડથી નીકળી પડતાં જુવે તો માલમાં નુકસાન થાય. અથવા પોતાને નખ પાછાં ઉગયાં જુવે તો ગયલો માલ પાછો હાથ આવે. અગર નખ પાકેલાં ને લીલાં જુવે તો મુસીબતમાં પડે. લાંબાં નખ જોવાં જબુન છે.

**નગારૂં**–ખવાબમાં નગારાં સાથે કરનાયાંનોબી અવાજ સાંભળે તો ગમ તથા નાખુશી પેદા કરે.

**નગીનો** ખવાબમાં જુવે તો બુજોરગી ઉપર છે. અગર પોતાનો નગીનો ખોવાય તો તેના માલમાં નુકસાન થાય. અગર પાદશાહ નગીનાને તથા તાજને જુવે તો મુરાદ પામે યા તેના હાથમાં ઘણાં શેહેરો આવે. અગર ઓરત એ ખવાબ જુવે તો બેટાનો જનમ આપે અને ગરીબ આદમી એ ખવાબ જુવે તો મરતબો અને બુજોરગી પામે. ખવાબમાં નગીનો જુવે તો ખલકતને તાબે થાય. અગર જો લીલો નગીનો આજારી જુવે તો આરામ થાય. લાલ નગીનો જુવે તો દુશમન ઉપર ફતેહ પામે. કાળો નગીનો જુવે તો ઓરતને ખુશી પેદા થાય ને સોદાગીરીમાં નફો પામે. અગર સફેદ જોય તો મોટા લોકોથી અને સોદાગરોથી માલ હાંસલ થાય. યા જરદ જુવે તો સરદારી તથા મરતબો તથા ઇજત પામે. અગર ફીકો જરદ નગીનો જુવે તો જાહેર તથા છુપો એલમ હાંસલ થાય અને પોતાના ટોળાનું વડાપણું પામે. અગર જો ઘણો કાળો નગીનો જુવે તો દુશમન ઉપર ફતેહ પામે.

**નજુમી**–કોઇ ખવાબમાં નજુમી થયો એવું જુવે તો મોટા આદમીની આગળ મરતબો પામે.

**નદી** ખવાબમાં જુવે અને તેનાં પાણી મીઠાં તથા ખુશ હોય તો જીંદગી ખુશ કરે. નદીનું સાફ પાણી પીએછે એવું જુવે તો સફરમાંથી માલ હાંસેલ કરે. ખવાબમાં પાણી વેહતું સાફ જોય

તો તેનું કામ જારી થાય. અગર પાણી કાળાં જુવે તો તેનું કામ બંધ થાય. અગર પોતે તખત ઉપર બેઠેલો છે અને તેની નીચેથી પાણી વહયું જાય છે એવું જુવે તો દોલત પેદા થાય તથા બેઉ જેહાનમાં નેકી પામે. પોતાનું મોંહ નદીનાં સાફ પાણીથી ધોતો જુવે તો ગમથી ખુશી પામે. અગર બીમાર એવો ખવાબ જુવે તો આરામ થાય. ખવાબમાં પાણીની નદી અને તેનું પાણી જુવે તો દબદબાની મદદ ઉપર છે, અગર નદીનું પાણી કાઢયું જુવે તો તે પાણીની માફક મોટા આદમીથી માલ તથા નઆમત હાંસલ થાય.

**નમાજ કરવી** ખવાબમાં જુવે તો આબરૂ ઇજત પેદા થાય. નમાજનો ખાબ ઘણો સારો છે.

**ન્યાએશ કરવી**—ખવાબમાં ન્યાએશ કરતાં સાંભળે તો મુરાદ બર આવે. અગર પોતાને ન્યાએશ કરતાં જુવે તો સરદારી, ઇજત અને દીનનું કૌવત વધે.

**નરક** ( જુઓ દુ અથવા નરક. )

**નવી ઈમારત** ખવાબમાં પેદા કીધી દેખાય તો દુન્યાનો ફાયદો થાય. ખવાબમાં અજાણી જગા ઉપર એક નવી ઈમારત બનાવી અને તે જગાનો ધણી માલમ નથી એવું જુવે તો હેરાન થાય. અગર પોતાની મીલકત ઉપર ઇમારત બાંધી જુવે તો માલ પામે. નવી ઈમારત છોંયની તથા ચુનાની બનાવેલી જુવે તો હરામ માલ હાંસલ કરે. અગર નવી ઇમારત મોટી અને ઇંટની બનાવી જુવે તો નેક કામ કરે. માટીની યા ઇંટની ઇમારત નવી બાંધેછે એવું જુવે તો ખવાબ જોનાર દીનનાં કામમાં મોહોટી હીમતનો થાય. ખવાબમાં પથર અને ચુનાની નવી ઇમારત બનાવી જુવે તો પાદશાહથી નફો પામે. ખવાબમાં કોઇ શેહેરની ઈમારત બનાવે છે એવું જુવે તો ખલક તેની પનાહમાં રહે. અગર કોઇએ કીલ્લો બનાવ્યો જુવે તો દીનનાં કામમાં મશગુલ થાય. અગર સરાહ બનાવી એવું જુવે તો નફો પેદા થાય. અગર પોતાની બંદગીની

જગયા બનાવી એવું જુવે તો નેકનામી હાંસલ કરે. અગર દુકાન બનાવી જુવે તો વેપારની તલબ કરે. અગર હમામ બનાવેલું જુવે તો દરદમાં ગીરફતાર થાય. અગર બાગ બનાવયો જુવે તો કોઇ તવંગરની છોકરીને પોતાની ઓરત કરે. અગર ગોરેસતાન બનાવેલું જુવે તો તે જેહાનનાં કામમાં મશગુલ થાય. ખવાબમાં એવું જુવે જે એક ઇમારત તમામ કીધી તો દુનયામાં હાથ આવે. અગર અધુરી રહે તો કામબી અધુરૂં રહે.

**નવી ચીજ** હરકોઇ ખવાબમાં જુવે તો ખેર અને બરકત ઉપર છે.

**નવીશંદો** ખવાબમાં પોતાને થયલો જુવે એટલે પોતાને મેહનાગીરી કરતાં જોય તો લોકોનો માલ હીલ્લાંથી ખાઇ જાય. અગર લોકોને વાસતે કાંઇ લખેછે એવું જુવે તો આદમીનું દીલ પોતા ઉપર ગમ પકડે. અગર શેહેર તથા જંગલની વાત લખેછે એવું જુવે તો દુન્યાનાં કામમાં મશગુલ થાય, અને બેહેશ-તનાં કામને મુકી દે. અગર દીનની વાત લખેછે એવું જુવે તો ખેર તથા નફો પામે. અગર સુરખીએ કરી લખેછે જુવે તો એશઅશરતમાં મશગુલ થાય. અગર જરદીએ કરી લખતાં જુવે તો આજારી પડે. અગર લીલા હરફે લખતાં જુવે તો નેકનામ થાય. અગર રૂપેરી કે સફેદ હરફે લખતાં જુવે તો પાદશાહથી નફો પામે.

**નહરાની** ખવાબમાં જુવે તો તે મરદ ઉપર છે. અગર નહરાનીએ કરીને નખ ઉતારતો જુવે તો તેનું બયાન નેક છે. અગર નહરાની કોઇએ તેને આપી જુવે તો બેટા આવે.

**નસીહત દેવી**—ખવાબમાં નેક મરદ નસીહત જુવે તો તેથી બેહેશત પામે, અને દીન દુન્યામાંથી ખુશબખતી પામે.

**નાખ** ખવાબમાં જુવે તો મરતબો તથા આબરૂ ઉપર છે. ખવાબમાં નાખ તુટી જતું જુવે તો મરતબો હોય તે જાય. નાખમાં સુરાખ જુવે તો રોજી કુશાદે થાય. અગર મગજ સરતું સરતું નાખને રસતે બાહેર પડયું જુવે તો સરદારી પામે. નાખમાંથી કાંઇ ચીજ નીકળી પડતાં જુવે તો તેને ઘેર બેટી આવે.

ખવાબમાં નાખ જોવાની દલીલ પાંચ છે,–ઇજ્જત, રંગ, બુજોરગી, ફરજંદ અને ખુશી.

**નાગો**–ખવાબમાં પોતાને નાગો જુવે તો રૂશવા થાય. અગર નાગો થતાં શરમ નહી રાખે અને કપડાં પેહેરવા નહીં માગે તો હજ કરે. અગર નાગો જુવે તો ગમ પેદા થાય. ખવાબમાં નાગું થવું રૂશવાઇ ઉપર છે.

**નાચ**–ખવાબમાં કોઇને નાચતાં જોય તો ગમ અને મુસીબત ઉપર છે. ખવાબમાં નાચ જો ઓરત જોય તો તેની રૂશવાઇ થાય અને મરદ જોય તો લડાઇ ઉપજે.

**નાનું ઝવેર** ખવાબમાં જુવે તો મુરાદ બર આવે. મોટાં ઝવેર જુવે તો તેને ઘેર છોકરો આવે. વીંધેલાં ઝવેર જુવે તો ઓરત કરે યા છોકરી આવે. ખવાબમાં ઝવેર જોવાં તે હલાલ માલ હાંસલ કરવા ઉપર છે.

**નાનો છોકરો** યા નાનું છોકરૂં જુવે તે ખુશી ઉપર છે. છોકરાને મારતો જુવે તો તેમાં ખેર નહી હોય. નાની છોકરી જુવે તો ગમ પેદા થાય.

**નામું કાગજ લખવાનું**–ખવાબમાં લખતાં જુવે તો છુપી વાત સાંભળે. કોઇએ આપેલું નામું ઉખેડીને વાંચતાં જુવે તો ઇજ્જત તથા મરતબો પેદા થાય. અગર તેમાં જબુન લખેલું જુવે તો દરદ ને દેહસત પેદા કરે. પોતાનાં નામામાં નેક વાત લખેલી જુવે તો મોરાદ બર આવે. જબુન લખેલું જુવે તો કામ બર નહી આવે.

**નારંગી** ખવાબમાં જુવે અને તે ખુશબોદાર જુવે તો બેહેશતનાં મેવો જોવા જેવી નેકી થાય. નારંગી એકથી તે ત્રણ પોતા પાસ હતી એવું જુવે તો ફરજંદ ઉપર છે. અગર ઘણી જુવે તો નફો પેદા કરે. અગર નારંગી ખવાબમાં ઘણી રાખતો હતો એવું જુવે તો તમામ માલ હાંસલ કરે.

**નાળીએર** ખવાબમાં ખાતાં જોય તો જબુન વાત સાંભળે. વળી કહે છે કે હીંદુ લોકની દીન ઉપર છે.

**નાહાસવું**–દુશમનથી યા કરડતાં જાનવરથી નાહાસી ગયો એવું જુવે તો દુશમનથી છુટકારો પામે યા તે ઉપર ફતેહમંદ થાય. અગર

કોઇ ખવાબમાં દુશમનથી નાહસતો અને દુશમન તેને જોયછે એવું જુવે તો ફીકરમંદ થાય. અગર મરદ ઓરતથી નાહસતાં જુવે તો જોનારને કોઇ મોટા આદમીના હાથથી ડર પોહોંચે. ખવાબમાં નાહસવું જોય તો ખુબ છે, પણ ફરયાદ તથા ગમ અને દરદથી પોકારતો જોય તો મુસીબત ઉપર છે.

**નીચે** ઉતરવું પાહાડ ઉપરથી યા મેહેલ ઉપરથી જુવે તો માલમાં કે બુજોરગીમાં નુકસાન થાય.

**નીદાર અથવા પેશાની** ખવાબમાં જુવે તે મરતબા અથવા આબરૂ ઉપર છે, કાંયજે એ ખુદાતઆલાને સેજદો કરવાની જગયા છે. બાજે લોક એમ કહે છે કે ફરજંદ ઉપર છે તેથી તવંગર થાય. ખવાબમાં પોતાની પેશાની ઉપર નીશાની હતી, એવું જુવે તો પરેહજગારીમાં મશહુર થાય. અગર પેશાનીમાં જખમ થયો અને તેમાંથી લોહી વહયું એવું જુવે તો તે મરદનો મરતબો જીઆદા થાય. અગર પોતાની પેશાનીને નાની જુવે તો તેનો મરતબો ઘટે. અગર પેશાની ઉપર બાલ ઉગેલા જુવે તો કરજદાર થાય. અગર કરડનારાં જાનવરે તેની પેશાની કરડી એવું જુવે તો તે જખમની માફક દુશમનથી સખતી પામે. અગર તેની પેશાની સુજેલી હતી જુવે તો તેનો માલ જીઆદા થાય. અગર કોઇએ તેની પેશાની ઉપર એક લીલો ખત લખેલો જુવે તો આકેબત સારૂં થાય.

**નીમક** ખવાબમાં જુવે તો રૂપયા ઉપર છે. અગર સફેદ નીમક રાખતો જુવે તો રૂપયા હાંસલ કરે. અગર નીમક ખાધું જુવે તો પરહેજગારી પેદા થાય. કાળું નીમક જોય તો લડાઇ થાય.

**નીલો ફળનાં પાતરાં** ખવાબમાં જુવે તો તે બેઉનયાદ ઓરત ઉપર છે. અગર કોઇ નીલો ફળ રાખતો જુવે તો તેની દલીલ એ જે તેના કોઇ ઓરત સાથે નેકા થાય અને તેથી નફો પામે

**નીશાળ** ખવાબમાં જુવે તો ગમ પોહોંચે, પણ આકેબત ખુબી જુવે. અગર છોકરાને શીખવતો જુવે તો બેઉ જેહાનનો સરદાર થાય.

**નીશોતર** ખવાબમાં જુવે તો તેની દલીલ ગમ અને દરદ ઉપર છે. અગર કોઇ નીશોતર ખાયછે એવું જુવે તો માલમાં નુકસાન પોહોંચે.

**નુકસાન કરતાં** ખવાબમાં જુવે તો પોતાના માલમાં નુકસાન થાય. અગર માલમાં નુકસાન જુવે તો ફીકર પેદા થાય.

**નેક મરદ** ખવાબમાં જુવે તો નેકી પેદા થાય.

**નેકા તથા શાદી** ખવાબમાં જોવી બુજોરગી ઉપર છે. અગર ઓરતે ખવાબમાં બીજો મરદ કીધો જુવે તો બુજોરગી તથા માલ પામે. અગર મરદે ખવાબમાં નાપેકાર ઓરત કીધી જુવે તો તેનું સખત કામ હોય તે આસાન થાય. અગર એક નાની છોકરીને ઓરત કીધી જુવે તો હરામ માલ હાથ આવે.

**નેકી કરવી** ખવાબમાં જુવે તો નેજાત પામે. અને બેહેશતની ખુશી હાંસલ થાય. અગર બુરાં આદમી સાથ નેકી કીધી જુવે તો માલ કોઇ ખરચ કરે, અને તે નહીં દુન્યામાં કે દીનમાં કામ આવે.

**નેજો** હાથમાં રાખતો હતો એવું ખવાબમાં જુવે તો બેટો આવે. અગર નેજાની સાથે બીજાં હથીઆર રાખતો હતો એવું જુવે તો પાદશાહથી નફો પામે. નેજો કોઈએ મારયો જુવે તો બુરા સખુન તે આદમીને કહે. નેજાએ કરી કોઇ આદમીને જખમી કીધો જુવે તો તે ઉપર બોહોતાન આવે.

**નોળીઓ** ખવાબમાં પોતાના ઘરમાં જતાં જુવે તો તેનાં ઘરમાં ચોર આવે. નોળીઆને પકડેલો જુવે તો ચોરને પકડે. અગર નોળીઆનું ગોસત ખાધું કે તેનાં બદનમાંથી કાંઇ લીધું જુવે તો ચોરાયલો માલ ચોર પાસેથી પાછો લે. નોળીઆએ તેને કરડયો જુવે તો આજારી પડે, પણ સીતાબીથી આરામ થાય.

**નોશાદરને** ખવાબમાં જુવે તે ગમ ઉપર છે. અગર નોશાદરને ખાતો જુવે તો તેને ગમ ઘણો સખત પોહોંચે.

---

# પ.

**પકાવવું**-ગોશત તથા સારી જણસ પકાવતાં જોય તો માલ એકઠો કીધા ઉપર છે. કાંઇ ચીજ પકાવીને ખાધી એવો ખવાબ દેખે તો તે માફક સખતીથી માલ પેદા કરે. અગર ખવાબમાં ગાયનું ગોશત પકાવીને ખાતાં દેખે તો નચીંતથી બેસે.

**પખાલી**-ખવાબમાં પખાલીપણું કરી પાણી આપતાં જોય તો શેહેરના આદમીઓ સાથ નેકી કરે. ખવાબમાં પખાલ ભરીને લોકોને મફ્ત પાણી આપતાં જોય તો બેહેશતનાં કામ કરે. અગર મશકમાં પાણી છે પણ કોઇને આપતો નહીં દેખે તો બખીલાઇ કરે.

**પગનાં આંગળાં** દરૂસત દેખે તો પોતાના મુરબબીનું કામ સમારે. અગર તેમાં રંજ તથા સખતી દેખે તો માલ ઘટે. પગનાં આંગળાં ઉંધાં જોય તો કામ નુકસાનીભરયું થાય. ખવાબમાં પગનાં આંગળાં જોવાની દલીલ છ છે-પેહેલું ફરજંદ, ભાઇ, ચાકર, યાર અથવા આશનાવો, કૌવત અને વખતની નીમાજ. પગના મોટા અંગોઠામાંથી દુધ નીકળતું દેખે તો મા સાથ સોબત કરે.

**પગની પાટલી તથા એડી** ખવાબમાં જોય તો પોતાના વેપારનો બંદોબસ્ત કરે. પગની એડી અથવા પાટલીને નુકસાન પુગું દેખે તો જે કામ કરે તેમાં પશેમાની ખેંચે. પોતાની એડી યા પાટલી કાપતાં જોય તો ફકીરી હાલ થાય.

**પગનો ગુડો**-ખવાબમાં પગનો ગુડો લાંબો તથા ઉસતવાર દેખે તો રોજી ઘણી પામે. ઘુંટણ યા ગુડાથી ચાલતો દેખે તો લોકોનો ઓશીઆળો રહે.

**પટકો** ખવાબમાં બાંધેલો દેખે તો દીન તથા દુન્યાની ખુબી પામે. અગર પાક મરદ પાકીજા પટકો દેખે તો ખુશી પામે. નામરદ પાક પટકો દેખે તો ગુનાહથી પાછો ફરે. ખવાબમાં પટકો જોવાની તાસીર ચાર છે.-પેહેલું પાક દીન, મરદાનગી, પશેમાની અને બુજોરગી.

**પથ્થર** ખવાબમાં દેખે તો પાદશાહથી તથા મોટા લોકોથી યા ઓરતથી માલ હાંસલ કરે.

**પડી ગયો**–ઉંચી જગયાએથી ખવાબમાં નીચે પડયો દેખે તો જેટલો જખમ લાગે તેટલો તે પડનારનો માલ ખરાબ થાય. માળ ઉપરથી કોઇ દેહેશતભરેલાં જાનવરને પડતાં દેખે તો તેને કોઈ મોટાં આદમીથી જખમ પોહોંચે. પોતા ઉપર ઘેર કે દેવાલ પડેલી જોય તો કોઇ તેના અતલગમાં ગુજરે પણ તેથી લાભ થાય.

**પરૂં** ખવાબમાં દેખે તેની દલીલ માલ ઉપર છે અગર પોતાનાં બદનમાંથી પરૂં નીકળતું જોય તો માલમાં નુકસાન પોહોંચે.

**પઢવું**–ખવાબમાં પોતાને અથવા બીજાને ખુશ અવાજે નેક કલામ પઢતાં જોય તો ખુદાથી મોટાઇ પોહોંચે. બુરા કલામ અથવા જાદુઇના કલામ પઢતાં જોય તો બીમારી તથા દુકાળ પેદા થાય.

**પનીર** ખવાબમાં જોય તો ઘણી રોજી વધે. પનીર નાન સાથે ખાધાં જોય તો સફરથી પૈસા હાંસલ થાય. ખવાબમાં પનીર એમુલું તથા પાકીજા જેવું ઘણું નેક છે.

**પ્યાજ અથવા કાંદો** ખવાબમાં દેખે તે ખુશખબતીની વાત સાંભળે તથા તેને ઘર ખુશહાલી હાંસલ થાય.

**પયાલું** ખવાબમાં દેખે તો પોતાની ખાસ ઓરત અથવા લોંડી સાથ સોહબત કરતાં તેથી નેક ફરજંદ પેદા થાય. પયાલાંમાં કાઇ મીઠાસની જીનસ પીતાં દેખે તો સારૂં હોય, યા કોઇ કડવી ખાટી ચીજ પીયે તો નુકસાન થાય. ખવાબમાં પયાલું ભાગું દેખે તો રોજી તંગ થાય તથા તેની ઓરત બીમાર પડે.

**પરદો** ઘરમાં ટાંગેલો જોય તો કોઇથી દહેસત પેદા થાય પણ આકેબત નચીંત થાય. કોઇના ઘરમાં પરદો દેખે તો ગમ પોહોંચે. ખવાબમાં પરદો મોટાના ઘરમાં જેવો સારો છે, પણ ગરીબના ઘરમાં જેવો બુરો છે.

**પરંદુ**—ખવાબમાં પરંદુ ઉડીને હાથ લાગું જોય તો તે ઘણું સારૂં હોયછે. ખવાબમાં પરંદુ હાથમાંથી ઉડી ગયું દેખે તો નુકસાન પોહોંચે. ખવાબમાં શીમુરગ ઉપર બેઠેલો જોય તો બાદશાહી મળે અને માદા ઉપર જોય તો બાદશાહની બેટી સાથે બીહાહ કરે જેથી ફાયદો થાય.

**પરવાલું** ખવાબમાં જોવું તેની દલીલ ઓરત તથા ફરજંદ ઉપર છે. અગર ખવાબમાં પોતા પાસે પરવાલું જોય તો તેની ઓરત બેટો જણે. અગર પોતાનું પરવાલું ખોવાલું દેખે તો ઓરતને તલાક દે.

**પરીની** સુરત ખવાબમાં દેખે તો હોરમત તથા દોલતથી ફાયદો થાય. બદસુરત પરી દેખે તો ગમ તથા નુકસાની પોહોંચે. પરી સાથ લડતાં જોય તો તેનું કામ નુકસાનીમાં હોય. પરીએ પોતાને ગરદન ઉપરથી નાખી દીધો જોય તો હોરમત જાય. ખવાબમાં પરીએ સલામ કીધી દેખે તો નેકી પોહોંચે. પરી જાહેર થઇને સંતાઇ ગઇ દેખે તો ઓરત સાથે મકર કરે. ખવાબમાં પરી જોવાની દલીલ પાંચ છે;—પેહેલું નેક દોસતી, દોલત, હાજત રવા, જુઠી ખબર અને દગદબો.

**પરોણો** યા મેહમાન ખવાબમાં દેખે તે સર ઉપર છે. અગર એક આખા ટોળાને મેહેમાનીમાં બોલાવેલો દેખે તો એક કામ ઉપર હોય જે તેને પોતાના વેપારથી પાછો રાખે. અગર તેને મેહેમાનીને વાસતે બાગમાં લઇ ગયો અને ત્યાં મેવો તથા વેહેતાં પાણી ઘણાં હતાં એવું દેખે તો તે પાણીમાં મારયો જાય. તે મેહેમાનીમાં લડાઇ, ફેસાદ તથા નાચ દેખે તો મુસીબતમાં પડે.

**પસીનો** ખવાબમાં જારી થયો અને જમીન ઉપર પડયો દેખે તો તે પસીના માફક તેને નુકસાન થાય. અગર ખવાબમાં પસીનાથી કપડાં તર થયાં દેખે તો પોતાના ફરજંદને માલ આપે. ખવાબમાં પસીનો જોવાથી હાજત રવા થાય. બીમારને પસીનો જોવો તે સફાઇ અને આરામ ઉપર છે.

**પરહેજગાર મરદને** ખ્વાબમાં જોવાથી એઉ જેહાનની મુરાદ બર આવે.

**પશેમાન થવું**—ખ્વાબમાં પોતાને પશેમાન થતો દેખે તો ખુદા હાજત રવા કરે, અને ફરજંદ તથા રોજી આપે. ખ્વાબમાં પશેમાન થવું તેની દલીલ ચાર છે;—માલ, ફરજંદ, ખુદા તરફથી માફી, અને તોબાહ કરવી.

**પાખર ઘોડાની** ખ્વાબમાં દેખે તો હરેક કામની ઉસતવારી ઉપર છે. ઘોડા ઉપર પાખર નાખેલી અને તે ઉપર બેઠેલો છે એવું દેખે તો તેનું કામ ઉસતવાર થાય, અને દુશમન ઉપર ફતેહ પામે. પાખર નાખેલો ઘોડો લડાઇમાં ગયો દેખે તો તેને નામુરાદી પેદા થાય.

**પાઘડી** ખ્વાબમાં જોવી દીન ઉપર છે.

**પાદતાં અથવા વા સારતા**—ખ્વાબમાં પોતાને પાદતાં જોય તો તેથી એવું કામ થાય જેથી આલમમાં રૂશવા થાય. વા સારયો અને તેમાં બદબો ઘણી હતી એવું દેખે તો લોકો જબુન કહે. ખ્વાબમાં પોતાને યા કોઇને વા સારતાં જોય અને તેનો અવાજ નીકળે પણ તેમાં બદબો નહીં હોય તો પોતાનાં કામથી જુદો પડે તેમાંજ તેને નફો પોહોંચે. વા સારતાં હસયો એવું દેખે તો મેહેનતથી રોજી મળી આવે. ખ્વાબમાં વા સારતાં જોય તેની દલીલ ચાર છે;—બુરા સખુનો, નફો, કોઇને રીશ ચઢે તેવું કામ થવું અને રૂશવાઇ.

**પાણીમાં જાનવર** ખ્વાબમાં ઘણાં દેખે યા હાથમાં આવયાં એવું દેખે તો પોતાની મુરાદ બર આવે.

**પાણીની હોજ**—ખ્વાબમાં હોજમાનું પાણી સારૂં હતું તે પીધું દેખે તો એલમથી ફાયદો પામે. ખ્વાબમાં પાણીની હોજ દેખે તો એલમ અને દાનાઇ ઉપર છે. પાણીની હોજમાં પોતાનું આંગ ધોય તો બંદગીની મદદ પામે અને ગુનાહથી પાછો ફરે. હોજનું પાણી સઘળું પી ગયો દેખે તો માલ ઘણો પામે અને ઉમર સલામતીથી ગુજારે. હોજને કીનારે સબજો

ઉગેલો દેખે તો પોતે એલમથી નફો પામે. હોજનાં પાણી કડવાં અને કાળાં દેખે તો ગમ તથા દરદ પેદા થાય.

**પાપણ** ખવાબમાં જોય તો તે દીનદારી ઉપર છે. પાપણ ખરી ગયલાં જોય તો દીનમાં ફેસાદ ઉભો થાય. પાપણ સારાં ઉસતવાર જોય તો દીનદારીનું કામ કરે.

**પાયજામો યા ઇજાર** ખવાબમાં જોવો તેની દલીલ લોંડી ઉપર છે, યા કમીની હીમતની ઓરત ઉપર છે. ઇજાર ખરીદ કીધી દેખે તો લોંડી ખરીદ કરી રાખે યા તેને પોતીકી ઓરત કરે. પોતાની ઇજારમાં સાંપ તથા વીછુ દેખે તો કોઈ દુશમન તેના ફરજંદ સાથ ફેસાદ કરે. ઇજાર ઘણી મેલી દેખે તો આજાબ દેખે લાલ ઇજાર પેહેરેલી દેખે તો આબરૂદાર ઓરત કરે. જરદ ઇજાર પેહેરેલી દેખે તો આજારી પડે. લીલી ઈજાર પેહેરેલી દેખે તો આદમીઓ તે ઉપર અદેખાઇ કરે, પણ રંગેલી ઇજાર ઓરત દેખે તો તેનું ફળ સારૂં છે ખવાબમાં મરદ પોતાની ઇજાર ગુમ થઇ ગઇ દેખે તો તેની લોંડી યા ગોલામ નાસી જાય.

**પારો** જયાં પાકે તયાંથી લીધો એવું ખવાબમાં જોય તો તેની ઓરત બદફેલ હોય પારો ખાતાં જોય તો બીમારીમાં પડે. પારો નાખયો યા વેચયો જોય તો પોતાની ઓરતના મક્કરથી નચીંત થાય. ખવાબમાં પારાને જોવો આજાબ છે.

**પાળણું**—ખવાબમાં પાળણાની અમારી ઉપર પોતાને દેખે તો એશ તથા ખુશીમાં ગીરફતાર થાય. અમારી તથા પાળણું ભાંગેલું દેખે તો નુકસાન પોહોંચે. ખવાબમાં પાળણું જોવું તેની દલીલ જોરૂ ઉપર છે.

**પાહાડ**—ખવાબમાં પોતાને પાહાડ ઉપર ઉભેલો જોય તો તેની બુજોરગી જતી રહે. પાહાડને પોતાની જગો ઉપરથી ઉખેડી નાખયો દેખે તો મોટા માણસ ઉપર જુલમ કરે. પાહાડ ઉપર મુકામ કરતાં દેખે તો પાદશાહ યા હાકેમનો દોસત થાય. પાહાડને

હીલતાં દેખે તો કોઇ મોટું આદમી બીમાર પડે, તેમજ જોનારને ગમ પોહોંચે. પાહાડને આશાનીથી ઉખેડી નાખયો દેખે તો કોઇ માણસથી તેને લાભ થાય. પાહાડના ખોમાં પેસતાં જોય તો બંદીખાનું ભોગવે. પાહાડમાં સુરાખ હતી તેમાં બેઠેલો જોય તો પાદશાહના ભેદની ખબર પામે. પાહાડની સુરાખમાંથી કંઇ લાવયો દેખે તો કાંઈ નફો પાદશાહથી હાંસલ થાય. પાહાડનો પથર લઇને ફેંકી દીધો દેખે તો દફતરદાર થાય. પાહાડ ઉપરથી તુટી પડયો દેખે તો નામોરાદ થાય. પાહાડ ઉપર છોંયની કે પથ્થરની સીડી બાંધી હોય તે ઉપરથી પોતાને ચઢતાં દેખે તો તેનો મરતબો તથા આબરૂ વધે. ખવાબમાં પાહાડ ઉપર ચઢવું ઘણું બેહેતર છે તથા ઉતરવું નરસ છે.

**પીછ જાનવરનાં**—પોતાનાં બદનમાં પીછ જાનવરની મીસાલ દેખે તો તે માફક સરદારી કરે. પર રાખતો હતો તે ઉડયો દેખે તો સફર જવાની હાજત દેખે અને તેનું કામ બોસતવાર થાય. ખવાબમાં પીછ ખરી ગયલાં દેખે તો તેની બુજોરગી કમ થાય.

**પીંજારો** ખવાબમાં દેખે તે જોરાવર મરદ ઉપર છે. પીંજારો જોરાવર દેખે તો તેનું કામ કુશાદે થાય. અગર પીંજારાનું કામ કરતાં દેખે તો નેક મરદ સાથ દોસતી થાય.

**પીતો** કોઇ ખવાબમાં દેખે તો તેને મોટી નાઅમત પેદા થાય. બોકરીનો પીતો ખાતાં દેખે તો હલાલ માલ હાથમાં આવે. અગર જેનું ગોશત હલાલ હોય તેવાં જાનવરનું ગોસત ખાતાં જોય તો હલાલ માલ હાથમાં આવે. અગર કોઇ હરામ જાનવરનો પીતો ખાતાં દેખે તો હરામ માલ પામે. ખવાબમાં પીતો દેખે તેની દલીલ ત્રણ છે;—નાઅમત માલ તથા નફો અને કામની કુશાદગી.

**પીડુ**—ખવાબમાં પીડુ ઉપર બાલ નથી એવું દેખે તો તેનું કામ બંદ થાય. પીડુ ઉપર બાલ ઘણા છે એવું દેખે તો બોરતના

સબબથી ગમ પોહોંચે. પીડુ ઉપર દરદ યા રંજ દેખે તો તેને ઘણી સખતી પોહોંચે.

**પીરમરદને** ખવાબમાં દેખે તો મક્કર તથા હીલાં તથા ચીંતામાં પડે અને નાખુશ ખબર સાંભળે.

**પીર** ખવાબમાં જોવો સારૂં નથી. તે જોવાથી નાખુશ વાત સાંભળે.

**પીશાબ કરવી**—ખવાબમાં પીશાબ કરતો હતો તે પાકીજા જગા નહીં હતી એવું દેખે તો ગમ પેદા થાય. કરજદાર હોય તો કરજ આપે. ખવાબ જોનારો તવંગર હોય તો નુકસાન દેખે. અગર એક જગો સાંધીને ત્યાં પીશાબ કરવા બેઠો તો ત્યાંની ઓરતો સાથ નેકાહ કરે. પીશાબ કરતાં પીશાબમાંથી લોહી પડતાં દેખે તો નેક ફરજંદ પેદા થાય. પીશાબ કરતાં પરૂ નીકળતાં જોય તો ફરજંદ ડુબલું આવે. પીશાબ પીધી દેખે તો હરામનો માલ હાથમાં આવે. ખવાબમાં કુવામાં પીશાબ કીધી દેખે તો હરામનો માલ મેળવે, અને બેટો પેદા થાય તે દાનાવ અને કેતાબનો પઢનાર હોય. થોડી પીશાબ રેડી અને થોડી તપાસી દેખે તો થોડુંક નુકસાન થાય પણ ગરમીથી આરામ પામે. ખવાબમાં પીશાબ લઇને સરવે આદમીઓએ પોતાને મોઢે લગાડી દેખે તો એક દાનાવ બેટો એનો આવે જે સૌ તેને તાબે થાય. પીશાબ પાક મકાનમાં કીધી દેખે તો પોતાનો માલ ખરાબ કરે. પીશાબ પોતીકી જગો ઉપર કીધી દેખે તો ફકીર હોય તો તવંગર થાય. ગોલામ હોય તો આઝાદ થાય. બીમાર હોય તો તનદરોસત થાય. ગમગીન હોય તો શાદ થાય. મુસાફર એ ખવાબ દેખે તો તે પોતાને વતન પાછો જઇ પોહોંચે. અમલદાર દેખે તો તવંગરી કે મોટાઈ પેદા થાય. ખલીફા દેખે તો તેનું મોત આવે. કાજી દેખે તો તંગીમાં પડે. સોદાગર દેખે તો માલમાં નુકસાન પોહોંચે. એ ખવાબ ગરીબને સારો અને તવંગરને બુરો છે.

**પુતલાં પુંજવાં** ખવાબમાં દેખે તો જુઠા મારગ ઉપર છે. પુતલું લાકડાંનું દેખે તો દગાબાજી કરે. અગર રૂપાંનું દેખે તો ફેસાદ

કરાવે. અગર સુનાનું પુતલું દેખે તો હરામનો માલ હાંસલ કરે. લોઢાંનું, કલાઈનું યા તાંબાનું દેખે તો દુન્યાની ખુબીએ પોહોંચે. ખવાબમાં દેહેરાંમાં પુતલાં જોય તો દીનમાં હેરાન થાય. પુતલાં પુંજતાં ખવાબમાં દેખે તો તેની દલીલ ત્રણ છે;–જુઠાઈ, બદકાર મરદ, અને કમજાદ ઓરત.

**પુલ** ખવાબમાં દેખે તે પાદશાહ યા બુઝોરગ માણસ ઉપર છે, તેના સબબથી આદમીની મુરાદે પોહોંચે ખવાબમાં એક પુલ રાખતો દેખે તો પાદશાહથી ઇજત અને આબરૂ પામે.

**પેગમબરના દીદાર** ખવાબમાં જોવાથી કોઈ પરહેજગાર મરદ પેદા થાય.

**પેટ પોતાનું**–ખવાબમાં પોતાનું પેટ ભરેલું દેખે તો માલ તથા ફરજંદ આવે. પેટ નાનું તથા નાજુક દેખે તો નુકસાન પોહોંચે. ખવાબમાં મરદ પોતાના પેટમાંથી બચાંને બાહેર આવતું જોય તો તેનાં કુટુંબમાં આબરૂ વધે. પેટ મુજેલું જોય તો માલ હાંસલ કરે પેટને છોલેલું દેખે તો મુસીબતમાં પડે. પેટ ઉપર ઘણા વાળ ઉગેલા દેખે તો કરજદાર થાય. અગર બાલ બોડાવેલા જોય તો કરજ અદા કરે પેટ અંદરનું તથા બાહેરનું જોવું તેની એકજ દલીલ છે.

**પેટી** ખવાબમાં જોવી તેની દલીલ માલ, ઓરત, તથા ફરજંદ ઉપર છે. પેટી નવી રાખેલી દેખે તો માલ તથા ફરજંદ પામે. પેટીમાં કંઇ સારી ચીજ મુકેલી દેખે તો આરામથી ઉમર ગુજારે. પેટી જુની તથા ભાંગેલી દેખે તો ગમ પોહોંચે. ખવાબમાં પેટી લાકડાંની કે ધાતુની જોય તો તેનું ફળ ખુબીપર છે.

**પેન**–( જુવો કલમ. )

**પેનો**–ખવાબમાં પાકીજા તથા નવા પેનો જોય તો આબરૂદાર નોકર મળે. અગર ખવાબમાં જુનો તથા ભાંગેલો પેનો જોય તો નોકર દગો કરે તથા ચોરી છોડીને નહાસી જાય. પેનામાં હરેક ચીજ તરતાં દેખે તો પોતીકા માલથી હુશીઆર થાય અને તેની સોડે સરવે લોક આવે.

**પેશો કરવો**–ખ્વાબમાં પોતાનો પેશો મુકીને બીજો પેશો કરે તો નાઆમત પોહોંચે. ખ્વાબમાં હરેક જાતનો પેશો કરતો હતો એવું દેખે તો માલ હાંસલ કરે. બુરો પેશો કરતાં દેખે તો જબુન હોય.

**પેહેલુ યાને પાંસળી** ખ્વાબમાં દેખે તે ઓરત ઉપર છે. ખ્વાબમાં ડાબી પાંસળી દેખે તો ઓરત હમેલદાર થાય. પેહેલુમાં સુરાખ હતા તેમાંથી ગોશતનો કટકો નીકળી પડતો દેખે તો ઓરતનો કાચો હમેલ તુટી પડે. હાથ પેહેલુ ઉપર રાખેલો દેખે તો ગમગીની પોહોંચે. ખ્વાબમાં પેહેલુ તથા પાંસળી તુટેલી દેખે તો મા-બાપ તથા ફરજંદનો ગમ ખાય પોતાની પાંસળી દુખી જોય તો તેની ઓરત આજારી પડે. ખ્વાબમાં પાંસળી દેખે તેની દલીલ ઓરત ઉપર છે. પાંસળી ઘણી દેખે તેની ઓરત તથા લોંડી ઘણી હોય. ખ્વાબમાં ઓરત પાંસળી દેખે તો પુત્રની રોજી પામે.

**પેહેલવાન**–ખ્વાબમાં પોતાને પેહેલવાન થયલો દેખે તો પાદશાહીમાં યા પોતાને કૌવત વધે. એવો ખ્વાબ નાદાન આદમી જોય તો ઇનામનો વધારો કરે. સોદાગર જોય તો એક લાખ દીનાર હાંસલ કરે. દુરવેશ દેખે તો તવંગર થાય. અગર મરદ પોતે પેહેલવાન બની ઓરત સાથે લડાઇ કરતાં દેખે તો જબુન પોહોંચે. ખ્વાબમાં પેહેલવાનને દેખે તો તેની ઇજત ને મરતબો વધે.

**પોત** ખ્વાબમાં દેખે તો કોઇ દાનાવ આદમીથી નફો પામે. પોતાના વેચનારને દેખે તો સફરથી માલ આવે તેમાં નફો હાંસલ કરે. ખ્વાબમાં સફેદ યા હરેક રંગનું યા પાકીજા રાખયું કે ખરીદ કીધું દેખે તો દીનદાર લોકની વરૂણી થાય

**પોપટ** ખ્વાબમાં પોતાના હાથમાંથી ઉડી ગયો દેખે તો પોતાના ખીદમતગારનું ફરજંદ સફરે જાય પોપટ સાથે વાત કરતાં દેખે તો અજાયબ જેવું કામ કરે ખ્વાબમાં પોપટ જોઇ તે l

પરવશી કરે તો તેનું ફળ સારૂં છે. ખવાબમાં પોપટીને જોય તો છોકરી ઉપર પયાર કરે. પોપટ તથા પોપટીને મારી નાખી દેખે તો કોઇ સાથે નેકા કરે, પણ આકેબત ગમ તથા અંદેશો પોહોંચે.

પૈસા દેખે અને તે ઉપર સુરત હોય તો લડાઇ થાય.

પંખો ખવાબમાં દેખે તો નેકસુરત ઓરતથી ખુશી ખુશહાલી દેખે. ખવાબમાં કોઇ પોતાને એક જગેથી બીજી જગો ઉડતો દેખે તો ગમથી છુટે, યા સફર ગયો હોય તો સીતાબીથી પાછો આવે. આસમાન ઉપર સીધો ઉડી જતાં દેખે તો મરતબો વધે. એક ઘરમાંથી બીજાં ઘરમાં પડયો દેખે તો ઓરતને તલાક દે. આસમાનની નજદીક ઉડતો દેખે તો સફર જવું પડે. પરંદા જાનવરની મીસાલ હવામાં ઉડતાં દેખે તો માલ હાથ આવે. ખવાબમાં પોતાને ઉડતાં દેખે તો તેનું ફળ બાર વરસનું છે. ગુનાહથી પાક થાય; સફરે જવું પડે ત્યાંથી સલામત પાછો ઘેર આવે; અગર આસમાન ઉપરથી ઉડીને નીચે આવયો દેખે તો આજારી પડે; દેવાલ ઉપરથી ઉડયો દેખે તો સફર કરવી પડે યા કોઇ કામમાં મુશકેલી આવી પડે યા અમલ પામે; અગર એક ઘર ઉપરથી બીજાં ઘર ઉપર કુદે તો સફર જવાની હાજત થાય.

પીંજરૂં ખવાબમાં પોતે દેખે તો તંગીમાં તથા બંદીખાનામાં પડે. પીંજરામાં જાનવરને દેખે તો કોઇ સાથે હીલો કરે. પીંજરૂં ભાંગેલું દેખે તો આજાબથી છુટે. ખવાબમાં પીંજરૂં દેખે તો ગોયા બંદીખાનું છે.



# ફ.

**ફકીર** ખવાબમાં પોતાને થયલો જોય તો ઘણુંજ રૂડું હોય અને દીનને જેબ આપે. અગર ફકીર થઇ ભીખ માંગતાં જોય તો ખેર તથા બરકત પેદા થાય. અગર પોતાને કોઇને દરવાજે ભીખ માંગતો જોય પણ કોઇ આપે નહી તો તેનું કામ બંધ થાય. ફકીરને જોવો તે ખુશી તથા હુશીઆરીની દલીલ ઉપર છે.

**ફટકી** ખવાબમાં દેખે તો ગમ તથા ફેસાદ થાય. ફટકી ખાતાં દેખે તો આજારી પડે યા ગુજરી જાય. ખવાબમાં ફટકી વેચાતી લે તો દરદ પેદા થાય.

**ફરમાન બાદશાહી** ખવાબમાં કોઇ દાનાવ મરદને ખુબ વાતો લખેલું મળે તો તે બેહશતી થાય. અગર પાદશાહે ફરમાન સારી ઇજતનું આપયું તો જોનારનો મરતબો ખોદાતાઅલાની નજદીક વધે.

**ફરમાવવું**–ખવાબમાં કોઇ કમર બાંધવા ફરમાવે તો થોડોક માલ હાંસલ કરે. કોઇ સબર કરવા ફરમાવે તો દુશમન ઉપર ફતેહ પામે. બીછાણું બીછાવા ફરમાવે તો તોબાહ કરી પશેમાન થાય.

**ફરજંદ**–ખવાબમાં બેટો યા બેટી દેખે તો સલામતી પામે તથા પોતાના ટોળાંથી ખુબી જોય. ખવાબમાં પોતાનાં ફરજંદને મારતાં દેખે તો હલાલ રોજી પામે. ખવાબમાં બેટો પોતાને થયો દેખે તો બેટી પેદા થાય. બેટી દેખે તો બેટો આવે. ખવાબમાં પોતાના ભુલા પડેલા બેટાને લાવયો દેખે તો અચબુચી મુરાદે પોહોંચે.

**ફરેશતા** દેખે તો નેકબખતી બશારત થાય. ખવાબમાં ફરેશતા સાથે વાત કરતાં જોય તો ખુદાની મદદથી બોઝોરગી પામે. ખવાબમાં ફરેશતાએ કાંઇ બશારતના સખુનો કહયા એવું જોય તો તે માફક અમલ કરવો જોઇએ.

**ફાલ જોવાની**–ખવાબમાં ફાલ જોઇ અને તેથી દલીલ સારી આવી એવું દેખે તો દુશમન ઉપર ફતેહ પામે. અગર ફાલ નરસી દલીલ આપે તો દુશમનથી હારી જાય.

**ફીરોજાનો પથર**–ખવાબમાં ફીરોજાનું નંગ કે પથર દેખે તો માલ તથા દુશમન ઉપર ફતેહ પામે. ખવાબમાં ફીરોજા ખોટો યા ગુમ થયલો દેખે તો હાજત બર નહીં આવે. ખવાબમાં જેટલી કીમતનો ફીરોજા જોય તેટલી રોજી હાંસલ થાય.

**ફુદનો** જમીન ઉપર ઉગયો જોય તો ફીકરમાં ગીરફતાર થાય. ખવાબમાં ફુદનો જમીન ઉપરથી ઉખેડી ખાધો દેખે તો આજારી પડે. ખવાબમાં ફુદનો જોવો તે ગમ ઉપર છે.

**ફુલું**–ખવાબમાં આંખમાં ફુલું પડેલું જોય અને તે ફુલાંનાં જોરથી કંઈ દેખાતું નહીં હોય તો તેની દલીલમાં નુકસાન થાય યા તેનું ફરજંદ મરે. અગર આંખમાંથી ફુલું કાઢી નાખયું જોય તો ગુનાહથી પાછો ફરે તથા તેના ફરજંદને રાહત પોહોંચે.

**ફેસાદ** કરવો–એક કલાકમાં ફેસાદ ઉઠયો જોય તો તેની જાહેર દલીલબી તેમજ છે, અગર ફેસાદ ભાગો એવું જોય તો તેની દલીલબી તેમજ છે.

**ફોકો યા ફુકકો** ખવાબમાં મોટો થયલો જોય તો તે પ્રમાણે માલ પામે.

**ફોફૈયો** ખવાબમાં જોય તો હરામ માલ હાથ આવે. એ જોવાની દલીલ પાંચ છે; પેહલું માલની જીઆદતી, નેકા, છોકરો, હાજત અને ફીકરથી નચીંતાઇ.

**ફાંદો તથા જાલ** ખવાબમાં દેખે તો મક્કર તથા હીલામાં ગીરફતાર થાય. અગર ફાંદામાંથી પગ પાછા નીકળયા દેખે તો ફીકર તથા હીલાથી છુટે. યા ખવાબમાં જાનવરને પોતે ફાંદામાં પકડયો એવું જોય તો મોટા આદમીને તાબે કરે.

**ફાંસી**–ખવાબમાં જાણે કોઇને ફાંસી દે છે અને ઘણાં લોકો જોય છે એવું દેખે તો તે જોનારા ઉપર ફાંસીનો જોનાર સરદારી કરે. અગર ખવાબમાં ફાંસી દીધી અને ગરદનમાંથી ઘણું લોહી નીકળયું દેખે તો ઘણો ગુનાહ કરે. ફાંસી દીધાની દલીલ ચાર છે;–પેહેલું સરદારી, બુજોરગી, માલ અને ગીબત.

———

# બ.

**બકરો**–ખ્વાબમાં અંજાણ્યો બકરો માર્યો જુવે તો કોઈ મોટા આદમી ઉપર ફતેહ પામે. બકરા ઉપર બેસી જયાં ગમે તયાં દોડાવયો જુવે તો મોટા આદમી સાથ હીલો કરે. અગર બકરાએ તેને નાખી દીધો જુવે તો મરતબો જાય. અગર બોકડાનું શીંગડું ભાંગી ગયું જુવે તો અમલથી તંગી થાય. અગર બકરાનું શીંગડું લાંબું હતું એવું જુવે તો અમલ હાંસલ કરે. બોકડાને તોલયો એવું જુવે તો તે માલ પામે. અગર રૈયત બકરો જુવે તો પાદશાહનાં લશકરના મુકાદમ સાથે દોસતી થાય. અગર ખ્વાબમાં બકરી ખરીદ કીધી જુવે તો ચાલીસ વરસ તેથી દુરવેશી દુર થાય

**બખતર** ખ્વાબમાં પેહેરેલું જુવે તો દુશમનથી નચીંત થાય. બખતર ખોવાયું જુવે તો દુશમન ફાયદો પામે. બખતર પેહેરયું જુવે તો બખતરનો આપનારો તેનો દોસત થાય અને દુશમન ઉપર જુલમ કરવા ચાહે.

**બખશેશ**–ખ્વાબમાં જાહેર બખશેશ કરતાં જોય તો પોતાનાં ફરજંદની શાદી કરે અથવા માલ કબીલામાં વેહેંચી આપે. અગર ખ્વાબમાં પોતાનો માલ પોતાની ખુશીથી બખશેશ કીધો એવું જુવે તો તે ધણીને બદ નફો પોહોંચે.

**બખોર**–ખ્વાબમાં ખુશબોદાર બખોર જુવે તો તેને પાકીજા માલ હાંસલ થાય. નાખુશ બખોર જુવે તો નુકસાન પામે. ખ્વાબમાં બખોર કડવો જુવે તેની દલીલ ત્રણ છે:-પેહેલું માલ, એશ તથા ખુશી, અને નેકનામી.

**બગલ**–ખ્વાબમાં બગલ જુવે તો પોતાની હાજતને પોહોંચે. અગર બગલની બોંય જુવે તો તેબી હાજત ઉપર છે. પોતાના બેઉ હાથ બગલમાં જુવે તો દુશમન ઉપર જુલમ કરે. ખ્વાબમાં બગલમાં દરદ થયલું જુવે તો તે જોનારો નામદાર થાય. બગલમાંથી પસીનો યા ગંધાતી બોંય જુવે તો નુકસાન પોહોંચે. યા કોઈ બુઢી ઓરતને બગલમાં પકડી જુવે તો ફરજંદ

ઉપર મોહોબત રાખે. અગર બેટાને બગલમાં દેતાં જુવે તો ખુષી કરે. અગર બગલમાં કાંઇ પકડેલું જુવે તો ગુનાહથી તોજેશમાં આવે. બગલમાં એક ઓરતને પકડેલી જુવે તો તેની ઉમરદરાજ થાય.

**બગલું** ખવાબમાં જુવે તો ઓરતથી માલ પામે. બગલાંને મારીને તેનું ગોશત ખાધું જોય તો કોઇ ઓરતનો વારસો લે. બગલાંને પકડીને ઘર લઇ ગયો જુવે તો કબીલામાંની છોકરી સાથે શાદી કરે.

**બનીજનું** કામ કરતાં ખવાબમાં જુવે તો તેની દલીલ ખતરો મુકનાર ઉપર છે. ખવાબમાં બનીજોનો મકાન યા બનીજો પાસેથી કાપડ લેતાં જુવે તો બુજોરગી પામે.

**બતકનો** અવાજ સાંભળતાં જુવે તો તે જગો ઉપર ઘણી મુસીબત આવી પડે. બતક સાથ વાત કરતાં જુવે તો સફર જાય ત્યાં લાભકારી થાય. ખવાબમાંસફેદ બતક જોય તો માલદાર ઓરત પામે. કાળું બતક જોય તો પારકી લોંડી હાંસલ કરે. બતકનું ગોશ્વત ખાતાં જોય તો સસરાનો વારસો પોહોંચે.

**બદન–આદમીનું** બદન ખવાબમાં જુવે તો ખુશીમાં તંગી પેદા થાય. બદન પાતળું અને જઇફ થયું જોય તો કામ બંધ પડે. તનને ફરબે તથા ઉસતવાર જોય તો કામ બર આવે. તનથી દોરો બાહેર નીકળતો જોય તો ઉમર ખુશીમાં ગુજારે. બદન લોખંડનું જુવે તો ઉમર લાંબી થાય. તન કાચનું જુવે તો મોત આવે.

**બદામ** ખવાબમાં જુવે તો લડાઇથી રોજી હાંસલ થાય. ખવાબમાં બદામનું મગજ જુવે તો રોજી નાઅમત તથા ઇલ્લમ હાંસલ થાય. અગર ખવાબમાં કોટલાં સુધાં બદામ જુવે તો બખીલીથી માલ પામે. બદામનું મગજ ખાતાં કડવું લાગ્યું જુવે તો બખીલનો માલ ખાઇ જાય. બદામ ખવાબમાં જોવાની દલીલ બે છે. પેહેલું માલ હાથમાં આવે, આજારી હોય તો આરામ થાય.

**બનફ્સાનું ફુલ** તેના હીંગામ ઉપર જોય તો માલ પામે યા બેટો આવે. એ ફુલ ઓરતે ચુંટીને પોતાના ખાવંદને આપ્યાં જુવે તો તે તેનોજ ખાવંદ તેને તલાક દે યા કાઢી મેલે.

**બીઆબાન** ખવાબમાં જુવે તે રોજી તથા કીસમત ઉપર છે. અગર ખવાબમાં મોટું જંગલ જુવે તો મોટી રોજી પામે. અગર નાનું જુવે તો નાની રોજી પામે. અગર એકલો પોતે જંગલમાં હતો એવું જુવે તો વેપારથી હાંસલ મલે, તથા તેની રોજી કુશાદ થાય. જંગલમાંથી બાહેર આવયો જુવે તો ગમ પેદા થાય.

**બરફ** ખવાબમાં સરદ જગો ઉપર જોય તો ખેર ખુબી ઉપર છે. ગરમાની જગા ઉપર જોય તો દુકાળ પડે. ઉનાળામાં જોય તો રોજી પામે. ટાઢમાં જોય તો ખુશી પેદા થાય

**બલગમ** ખવાબમાં જુવે તો કોઇ મરદથી પોતાનો ખરચ હાંસલ્ કરે. બલગમ ચરકીનનો નાખેલો જુવે તો હરામખોરીથી પોતાનો પૈસો પેદા કરે. ખવાબમાં બલગમ કોઇ પાકીજ જગો ઉપર નાખેલો જોય તો કોઇ સારે ઠેકાણેથી પોતાનો માલ પેદા કરે.

**બાજુ** ખવાબમાં જોવી દોસતી તથા શરીક ઉપર છે. અગર હાથની બાજુ જોરાવર હતી તો દોસત અને શરીક ખુશી થાય. અગર બાજુ ભાગી તો દોસત કે શરીકથી જુદો પડે. અગર બાજુ ઉપર બાલ ઘણા જુવે તો ફીકર તળે અને નચીંતાઇ પેદા થાય.

**બાવરચીખાનું** ખવાબમાં જોવું તે હીમત આપનાર ઓરત ઉપર છે. અગર ઘરમાં બાવરચીખાનું બનાવયું જુવે તો દીનદાર ઓરત કરે.

**બાજુબંધ** ખવામાં જોવો રૈયત ઉપર છે. રૂપાંનું બાજુબંધ જોય તો પોતાની બેટી યા પોતાના ભાઇની બેટીને મરદ કરાવે. અગર એવો ખવાબ ઓરત જુવે તો માલ ઘણો પેદા કરે. અગર બાજુબંધ તરાંબાનું યા લોઢાંનું રાખતો જુવે તો કૌવત હોય. અગર ખવાબમાં બાજુબંધ તુટી ગયું યા ખોવાયું જુવે તો નાકૌવતી પેદા થાય.

**બાહારનો વખત** ખવાબમાં જોવો તે પાદશાહ ઉપર છે. અગર ખવાબમાં બાહાર હતો એવું જુવે તો તે શેહેરના લોકોને પાદશાહથી કૌવત પોહોંચે. અગર ત્યાંની હવા સારી જુવે તો શેહેરના લોકોને પાદશાહથી નફો પોહોંચે.

**બીછાણું** બીછાની તે ઉપર પોતાને ખવાબમાં બેઠેલો જોય તો મુલક કુશાદ થાય. બીછાણું બગડયું જુવે તો માલમાં નુકસાન થાય. બીછાણું જોવાની દલીલ છ તરેહની છે:—ઇજત તથા મરતબો, બુજોરગી, આબરૂ, ન્યામત, ઉમરદરાજી અને સરદારી.

**બાહારે રાશીના બુરૂજ** ખવાબમાં સહીં તથા ધનનો બુરૂજ જુવે તો પાદશાહના સપેહસાલારથી નફો જુવે. વરખ તથા કનયાનો બુરૂજ જુવે તો વજીરના બેટાથી નફો પામે. કરક તથા વરશ્ચકનો બુરૂજ જુવે તો પાદશાહના શરાબ રેડનારથી લાભ થાય. મીઠુન, તોલા, તથા કુંભના બુરૂજ જુવે તો કાજી, હકીમ, તથા આલમાઓથી નફો પામે તથા તેમની આશનાઇ કરે. મીન, મેશ, તથા મકર રાશીનો બુરૂજ જુવે તો દાનાવ તથા સરદારોની મીજલસમાં બેસનાર થાય.

**બીરીઆની** ગોશતની જુવે તે સખુન બોલવા ઉપર છે. ભુંજેલું કરતાં પકાવેલુ ગોશત ખવાબમાં જોવું ઘણું સારૂં છે. બકરીનાં ગોશતની બીરીઆની ખાતાં જુવે તો તે માફક માલ મળે. હલવાનની બીરીઆની ખાતાં જુવે તો એક ઓરત હીલો કરી માલ લઇ જાય. અગર ખારી માછલી ભુંજી ખાધી જુવે તો સફર જવું પડે. અગર તાજી માછલી ખાતો જુવે તો તે સારૂં છે. અગર બીરીઆની વેચનારને જુવે તો રોજી પેદા કરે.

**બીલાડો** ખવાબમાં જુવે તે બુરા મરદ ઉપર છે. અગર બીલાડાને પોતાનાં ઘરમાંથી કાંઇ ચીજ ખાતાં જુવે તો ચોર તેનાં ઘરમાંથી ચોરી જાય. બીલાડાને મારયો જુવે તો ચોર મારયો જાય. બીલાડી સાથે લડાઇ કીધી અને બીલાડીએ તેને નખ દીધાં જુવે તો આજારી પડે. અગર બીલાડી ઉપર માયા કીધી જુવે તો આજારથી આરામ પામે. બીલાડીનું ગોશત ખાતાં જુવે તો તે માફક ચોરનો માલ લુટી જાય. બામદાદ થયા પછી ખવાબમાં બીલાડી જુવે તો ૯ દીવસ સુધી આજારી પડે. બીલાડીનું દુધ પીવું યા દહોવવું જોય તો લડાઇ થાય.

**બીલોર** ખવાબમાં જુવે તેની બુનયાદ ઓરત ઉપર છે. અગર ખવાબમાં તેનું બીલોર ખોવાયું જુવે તો ઓરતને તલાક દે. અગર બીલોર વેચાતો જુવે તો બેબુનયાદ ઓરતપર દલીલ છે.

**બીસતરો** ખવાબમાં જુવે તે ઓરત ઉપર છે. અગર ખવાબમાં બંસતરો ખરીદ કીધો જુવે તો પેહેલી ઓરતને તલાક દે. અગર ખવાબમાં બીસતરો તગીર થયો જુવે તો તેની ઓરત મરે. અગર ખવાબમાં બીસતરો પસત કીધો જુવે તો ખુબસુરત ઓરત કરે. અગર બીસતરો સુતરનો હતો એવું જુવે તો ઓરતને બાહેર કાઢી મૂકે. અગર પોતાના બીસતરામાં સુરાખ પડયો જુવે તો તેની ઓરત લાયક કામ કરે. અગર ખવાબમાં બીસતરાને હવામાં નાખયો જુવે તો દોલત ઘણી હોય. અગર ખવાબમાં બીસતરો જમીન ઉપર પડયો જુવે તો ઓરત આજારી પડે. અગર ખવાબમાં બીસતરો લીલો હતો એવું જુવે તો દીનદાર ઓરત કરે. અગર લાલ બીસતરો જુવે તો મુફલેસ ઓરત કરે. સફેદ બીસતરો જુવે તો તેની ઓરત બુરી હોય. અગર ખવાબમાં બીસતરો પુરાણો જુવે તો તેની ઓરત બુરાં ફેલની હોય. ખવાબમાં બીસતરો જોવાની દલીલ ચાર છેઃ-ઓરત, લોંડી, નફો, અને વેલાએત.

**બુઢો મરદ**-ખવાબમાં પોતે બુઢો થયો જુવે અને દાઢી સફેદ થઇ જુવે તો મરતબો વધે તથા કોઇ દોસતથી ફાયદો થાય. અગર ખવાબમાં કોઇ બીજા બુઢાને જુવે તો ખેર તથા ખુબીએ પોહોંચે. અગર ખવાબમાં બુઢો કડવાં મોઢાંનો જુવે તો નુકસાન પોહોંચે. તેજ બુઢો પાછો જવાન થયો જુવે તો ગમ તથા નુકસાન પોહોંચે. અગર કોઇ બુઢો પોતાને જવાન થયલો જુવે તો દીનમાં નુકસાન કરે. અગર ખવાબમાં જવાન પોતાને બુઢો થયલો જુવે તો બેહેશતનું કામ કરે.

**બુલબુલ** ખવાબમાં જુવે તો ફરજંદ તથા ગોલામ આવે. બુલબુલ હાથમાંથી ઉડી જતું જુવે તો ફરજંદ તથા ગુલામ મરે. ખવાબમાં બુલબુલનું ગોશત ખાધું જુવે તો બેટાનો માલ ખાઇ જાય.

**બેઉ પગની જુતી** ખવાબમાં જુવે તેની દલીલ ઓરત ઉપર છે. જાણે જુતી પગમાં પેહેડી તો ઓરતને બોલાવે. અગર જાણે પગમાંથી જુતી કાઢી નાખી તો ઓરતને તલાક દે યા તેની ઓરત વગર રજાએ બાહેર જાય.

**બેડી** પોતાના પગમાં જુવે તો પાદશાહથી યા હાકેમથી ડરે તથા ઓરત કરીને પોતાની હાલતમાં ઉસતવાર રહે. અગર તેનો પગ બંધ હતો

એમ જુવે તો તે સફર જાય અને સફરમાં ઘણું લગી રહે. અગર પગમાં બેડી સુનાની જુવે તો રંજથી છુટે. અગર પાદશાહ એ ખવાબ જોય તો તેની પાદશાહી કમ થાય. બેડીની દલીલ ત્રણ તરેહની છે:–ઓરતવાર, સફરથી પાછું આવવું અને ઓરત કરવી. બેડી પગમાં જુવે તો તંગીથી કુસાદ થાય.

**બેહુડાં** હરડે ખવાબમાં રાખતો જુવે તો તે ઓરત અને લોંડી કરે.

**બેહેશત** ખવાબમાં જુવે તેની દલીલ ખુશાલી ઉપર છે.

**બેહોશ થવું** તથા અકલનું ગુમ થવું ખવાબમાં જુવે તો તેથી એવું કામ આગળ આવે કે જેથી હેરાન થાય પણ છેલ્લે ફાયદો થાય.

**બોજો**–ખવાબમાં બોજો ઉંચકયો એવું જુવે તો તેની માફક નફો પોહોંચે. બોજો ભારી પીઠ ઉપર ઉઠાવેલો જુવે તો ગુનાહ ઘણો કરાવે. બોજો ઘણો ભારી અને ચાહે જે મારો છે એવું જુવે તો તે બોજાની માફક નફો પામે. બોજો તેનો નહી હોય એવું જુવે તો તેની ઉપરથી ભલું બુંડું ગુજરી જાય.

**બંધ** કોઇ પોતા પાસે રાખેલો ખવાબમાં જુવે તો ઉલટો દાવો કરે. લાકડાંનો બંધ પોતાની ગરદન ઉપર જોય તો કરજદાર થાય તથા કરજ અપાય નહીં. બંધ લાકડાંનો પગમાં જુવે તો સફરથી સલામતી દેખે. બંધ રૂપાંનો પોતાની ગરદનમાં જુવે તો ઓરતથી સખતી પામે. સુનાનો બંધ પોતાનાં ગળાંમાં જુવે તો માલની સખતી પામે. ત્રાંબાંનો બંધ ગરદનમાં જુવે તો રોજીથી સખતી પામે. ખવાબમાં પોતાના પગમાંથી બંધ કાઢી નાખેલો જુવે તો પાદશાહથી ખલાસી પામે. પોતાના તનમાં કુનદું જુવે તો કોઇ બુરાં માણસની સોહબત કરે. ખવાબમાં પગ રશીથી બાંધેલો જુવે તો નફો પામે. બંધ લોખંડનો પગમાં જુવે તો પરદેશ ઘણાં વરસ ગુજારે. બંધ બેઉ પગમાં જુવે તો ચાર બેટા આવે. ખવાબમાં કોઇને બાંધેલો યા બાંધી મારતાં જુવે તો ખવાબના જોનારને સેહેજ અંદેશો પોહોંચે.

**બંદગી** ખુદાતાલાની ખવાબમાં કરનાર આળસ કરે. બંદગીની જગયાએ બંદગી કરતાં જોય તો નેકી તથા ખુબી પેદા થાય. બુરી જગયાએ બંદગી કરતાં જુવે તો બુરાઇ પામે.

**બંદીખાનું**–ખવાબમાં પોતાને બંદીખાનામાં પડેલો જોય તો તેનો હાલ બુરો થાય. અગર ખવાબમાં પગ બાંધેલા જુવે તો એલમ શીખે. ખવાબમાં જાણે કોઇ જાણીતાં બંદીખાનામાં હતો અને જોનારો પાક હોય તો રોજી પામે, અગર બુરો હોય તો જણુન થાય. ખવાબમાં બંદીખાનું જોઇને તેમાંથી ખલાસ થવું સારૂં છે.

---

# ભ.

**ભવાં આંખનાં** પાકીજા ખવાબમાં જુવે તો દીનદારીનું કામ કરે. ભવાં છેજ નહીં અને ગળી પડયાં જુવે તો દીનમાં ફીતનો ઉઠાવે. ભવાં ઉજળાં જુવે તો તેને કીમતી જાણવો.

**ભાજી તરકારી**–ખવાબમાં હરતરેહની ભાજી તરકારી જુવે પણ ખાટી કે કડવી જુવે તો નુકસાની પુગે. મીઠી જુવે તો બરકત થાય. ભાજી પાલકની પકાવેલી જુવે તો રૂડું હોય. ભાજી તરકારી લીલી વેચતાં જોય તો નેકી તથા ખેરઆફીઅત હોય. પાલકનો સબજો કવખતે ખવાબમાં જોય તો નુકસાન તથા ગમ પેદા થાય.

**ભાત**–ખવાબમાં ભાત જુવે તો સખતી તથા મેહેનતમાં ગીરફતાર થાય.

**ભાલો** અથવા નેજો ખવાબમાં જુવે તો કૌવત આવે, તથા સફર જાય ત્યાં માલ પેદા કરે. ફરજંદ આવે અને પોતાની મુરાદે પોહોંચે.

**ભીખ માંગવી**–ખવાબમાં પોતે ભીખ માગી અને કોઇએ નહીં આપી એવું જુવે તો પોતાનો થોડોક માલ હાથમાં આવે. ખવાબમાં પોતાને યા કોઇને ભીખ માંગતાં દેખે તેની ૬) છ દલીલ છે:- ખેરાત, જીંદગાની, ફાયદો, ઇજત, હોરમત, તથા અનામતમાં ખયાનત કરવા ઉપર છે.

**ભુખું રેહેવું** ખવાબમાં જોવું સારૂં છે. ભુખો થઇને ખાવાનું શોધતાં કાંઇ જડે નહીં તો દુનયાના લોભ તથા લાલચમાં ફસે. ભુખો થઇને પેટ ભરીને ખાધું તો તોબાહ કરે. ખવાબમાં ભુખો થયલો જુવે તો ગમમાં ફસી પડે.

**ભુંડ** ખવાબમાં પાળતાં જુવે તો હરામનો માલ ઘણો એકઠો કરે. ભુંડનાં ટોળામાં પોતાને જુવે તો દુશમનના ઉપર ફતેહ પામે. ભુંડનું દુધ પીતાં જુવે તો મુસીબતમાં પડે. ભુંડનું બચ્ચું

દેખે તો ફીકરમાં પડે. ભુંડનું ચામડું જુવે તો હરામનો માલ હાથમાં આવે.

**ભુંડી ઓરત સાથ સોહોબત** કરતાં જુવે તો ગમ તથા ફીકર પેદા થાય.

**ભેરડ** ખવાબમાં જુવે તો કોઇ મોટાં માણસથી નફો પામે. ભેરડનું ચામડું ઉખેડયું જુવે તો માલ હાથમાં આવે. ભેરડનું ગોશત ખાધું જુવે તો કોઇનો વારસો હાથ આવે. ભેરડનું દુધ પીધું જુવે તો આજારી પડે. ભેરદના માદાને ખવાબમાં જુવે તેની દલીલ ઓરત ઉપર છે, અને નર ભેરડ કે પાડો જોવો તે મરદ ઉપર છે.

**ભેંસ** ખવાબમાં જોય તો કૌવતદાર મરદથી નફો પામે. ભેંસને દોહોવતાં જુવે તો ખેર ખુશાલી હોય. ભેંસ પાલતાં જુવે તો રોજી કુશાદે થાય.

**ભોઇ અથવા હુમાલપણું** કરતાં તથા ગરદન ઉપર ભારી બોજો ખવાબમાં જુવે તો મુસીબત તથા સખતી પોહોંચે. પોતાનોજ બોજો હલકો પોતાની ગરદન ઉપર જોય તો ભલું હોય. ખવાબમાં લોકો પાસેથી પૈસા લઇને ભોઇનું કામ કરતાં જોય તો ગમ તથા ફીકર પેદા થાય. ખવાબમાં પોતે કોઇને હુમાલપણું કરતાં જોય તો તે ઉપર મુસીબત ગુજરે.



# મ.

**મગતરૂં** જુવે તો નાહાનીએ કરી હલાક થાય. મગતરૂં પકડયું જુવે તો નાહાન મરદની સાથે દોસતી કરે. મગતરૂં પડી ગયું જુવે તો તેનું ફરજંદ કે લોંડી મરે.

**મગરમછ** ખવાબમાં જોય તેની દલીલ લડાઇ તથા ચોરો ઉપર છે. મગરમછે તેને પાણીમાં તાણી લઇ જઇને દરયામાં ડુબાડયો તો દુશમનને નુકસાન પોહોંચે. મગરમછે તેને કરડયો જુવે તો દુશમનથી સખતી પોહોંચે. મગરમછ સાથ લડાઇ કરતાં જુવે તો દુશમન ઉપર કેહેર કરે.

**મજુર** લોકોને પોતાના ઘરમાં કામ કરતાં જુવે તો કોઇ સાથ લડાઇ કરીને તેથી જુદો પડે. કોઇ બીજા માણુસના ઘરમાં પોતાને મજુરી કરતાં જુવે તો સખત કામમાં ગીરફતાર થાય. મજુર લોકોને પોતાના ઘરમાંથી ખાક લઇ જતાં જુવે તો તેના માફક ન્યામત ચીજ હાંસલ કરે. અગર એથી કાંઇ ઉલટું જુવે તો નુકસાન થાય.

**મધ તથા મીન** ખવાબમાં જુવે તો ઘણું સારૂં છે. કોઇ મધ રાખતો હતો એવું જુવે તો તે માફકનો એલમ હાંસલ કરે. પોતાના મધમાંથી કોઇ આદમીને આપયું જુવે તો તે આદમી તેથી નફો પામે.

**મધમાખ** ખવાબમાં જુવે તેની દલીલ કમજાત માણુસ ઉપર છે. મધમાખે તેને ડંખ મારયો જુવે તો કમીના માણુસથી સખતી ભોગવે. મધમાખ ઘણી તેની આગળ એકઠી થયલી જોય તો આદમીઓને દરમયાન ગીરફતાર થાય. મધમાખને મારી નાખી જુવે તો દુશમન ઉપર ફતેહ પામે.

**મની** ખવાબમાં જુવે તો માલ ઉપર છે. અગર એક ઘડો ભરીને મની રાખતો જુવે તો તે માલ ઘણો હાંસલ કરે. અગર તેની ઇંદરીમાંથી મની બાહેર નીકળયું જુવે તો તે માફક માલ પામે.

**મરદનો આલાત યાને જાત** ખવાબમાં જુવે તેની દલીલ નામદાર ફરજંદ ઉપર છે. ખવાબમાં પોતાની જાત પાકીજા જુવે તો બેટો આવે. જાત કપાયલી જુવે તો બેટો મરે. સુસત તથા ઢીલી જુવે તો બેટો બીમારી પડે. જાતમાંથી માછલી નીકળી એવું જુવે તો તેને ચાર બેટા આવે. અગર આલાતમાંથી મુરગ કે લોહી નીકળયું જુવે તો તેને સુસત ફરજંદ આવે. અગર પોતાના આલાતમાંથી ઉંદર કે સાંપ બાહેર નીકળયો જુવે તો બુરૂં નાપેકાર ફરજંદ આવે. અગર ખવાબમાં પોતાના આલાત ઉપર બાલ ઘણા ઉગેલા જુવે તો તેને ફરજંદથી ખુશી પેદા થાય. અગર ખવાબમાં મરદનો આલાત જુદો પડયો જુવે તો તેનું ફરજંદ મરે. અગર ખવાબમાં આલાત સુજેલો જુવે તો માલ જીઆદા થાય. મરદના આલાતમાંથી મોતી બાહેર નીકળયું જુવે તો તેને તયાં પરહેજગાર બેટો આવે.

**મરી જવું**-ખવાબમાં પોતાને મુવેલો તથા તેની પછવાડે આલમને રડતી જોય તો તે ખવાબ જોનારની દીનમાં ફીસાદ ઉભા થાય. મુવેલું માણસ જીવતુ થયું જુવે તો ગુનાહથી તોબાહ કરે તથા ઉમરદરાજ થાય. ખવાબમાં પોતે મુવો, અને તેને જનાજામાં મુકીને લોકો પછવાડે આવે છે એવું જુવે તો તે માફક બુજોરગી પામે. મુવેલાં માણસને પીઠ ઉપર મેલીને લઇ જાય છે એવું જુવે તો હરામનો માલ પામે. મુવા પછી પાછો જીવતો થયો એવું જુવે તો તવંગર થાય. અગર પોતાનાં મા-બાપ મરી ગયાં જુવે તો કામ જબુન થાય. અગર હમેલદાર ઓરતને મુવેલી તથા તેની પાછળ રડતાં જુવે તો તે છોકરાનો જનમ આપે.

**મરી** ખવાબમાં જુવે તો નાખુશીની વાત સાંભળે, તથા એ ખવાબનું સારૂં ફળ નહી જુવે.

**મશક પાણીની** ભરેલી ખવાબમાં જુવે તો રજક, રોજી, તથા માલની આમદાની પામે.

માકડ (જુવો ચાંચડ).

**માછલી** ખ્વાબમાં દરીઆમાં તરતી જોઈ હોય તો સખતી પેદા થાય. માછલી તાજી અને મોટી હતી એવું જુવે તો માલ ઘણો પામે. નાની માછલી જુવે તે ગમ ઉપર છે. સુકી માછલી કોઇએ પોતાને આપતાં જોય તો મોટું માણુસ તે ઉપર જુલમ કરે, યા લડાઇ કરે.

**મારી નાખવું**–ખ્વાબમાં જુવે કે માથું તનથી જુદું કીધું તો નફો પોહોંચે. મારી નાખયો જુવે તો ઉમર લાંબી થાય. પોતાનાં ફરજંદને મારી નાખયું જુવે તો હલાલ રોજી પામે. ખ્વાબમાં કોઇને મારતાં લોહી જારી થયું જુવે તો તે માફકનો માલ પામે.

**માલમતા** હાથમાં આવી એવું ખ્વાબમાં જુવે તો શેહેરનો અનાજ મોંઘો થાય.

**માલી યા બાગબાન** ખ્વાબમાં જોવો ઓરત ઉપર છે, તથા તેની દલીલ ત્રણ છે. ઘરનો ધણી, પોતાની ઓરત અને ફરજંદ.

**મીઠાશ** ખ્વાબમાં જુવે તે ખુશી ઉપર છે. અગર મીઠાશ કોઇને આપયો જુવે તો આરામ પામે.

**મીનારો** ખ્વાબમાં જોવો તે રાસ્ત મારગ દેખાડનારા મરદ ઉપર છે. મીનારો બનાવતો જુવે તો એવાં કામ કરે જે સૌ કોઇ પસંદ કરે. અગર મીનારાને ખરાબ કીધો જુવે તો દીનદારને ખરાબ કરે. અગર ગલીમાં મીનારો જુવે તો કોઈ મોટું આદમી તે ગલીમાં પોહોંચે. અગર મીનારો તુટી પડયો જુવે તો તેના કતમનું આદમી મરે. અગર મીનારો હીલયો જુવે તો પાદશાહ આજારી પડે. અગર મીનારાને ઉખેડી નાખયો જુવે તો બીજી જગોના પાદશાહ પર ગુસ્સો કરે.

**માહાજુન** ખ્વાબમાં આજારી માણુસને સારૂ બનાવેલું જુવે તો આદમીથી નફો પામે. માહજુન ખાધી જુવે તો પાદશાહથી નફો પામે.

**મુરગ**–ખ્વાબમાં મુરગનું બચું જુવે તો તેના ગુલામને ત્યાં બેટો આવે. મુરગને મારયો જુવે તો ગુલામ ઉપર ફતેહ પામે. મરઘા સાથ લડાઇ કરતાં જુવે તો જોરાવર મરદ સાથ લડાઇ કરે. મરઘાનો અવાજ સાંભળતાં જુવે તો પશેમાનીની રાહ અખતયાર કરે. મરઘાનાં

મોહોડાં ઉપર બીજો મરઘો કુદયો એવું જુવે તો ગમ તથા સખતી પોહોંચે. મરઘાને પાળતાં જુવે તો તેને ઘેર બેટો આવે.

**મેખ** મારવી ખવાબમાં જુવે તે આબરૂ તથા બુજોરગી ઉપર છે. મેખ લાકડાંની, લોઢાંની, તાંબાની અથવા સુના, રૂપાંની કે હાડકાંની રાખતાં જુવે તો ફરજંદ આવે તેના સબબથી બુજોરગી પામે. અગર ફરજંદ નહીં આવે તો દાનાઇ અને એલમ શીખે.

**મેહેનત તથા મજુરી**–ખવાબમાં મેહેનત તથા મજુરી કરતાં જુવે તો ખુશી તથા નેકી પામે.

**મેવો** તેના હીંગામ ઉપર ખાતાં જુવે તો માલ ખરાબ થાય. મેવો ખાતો હતો એવું જુવે તો ગમ તથા દરદ ઉપર છે. તર મેવો તથા પાકેલો જુવે તો હલાલ રોજી મળે.

**મોટી હવેલી** ખવાબમાં જુવે તો બેઉ જેહાંનની નયામત પામે અને આરામ ખુશી પેદા થાય તથા ઓરતથી મોટો નફો જુવે. ખવાબમાં મોટી હવેલીમાં સુતેલો જુવે તો સરદારી પામે અને સરદાર જુવે તો મુલક હાથમાં આવે.

**મોટું માણસ** એટલે અમીર, ખાન કે નવાબને જોય તો ઇજત વધે.

---

## ૨.

**રડવું**–ખવાબમાં રડતાં જુવે અને તેનાં મોઢાં ઉપર આંસુની નીશાન જુવે તો તેના નેક ફેલ ઉપર તાનાજાની કરે. ખવાબમાં રડવું તે ખુશહાલી છે. કોઇ પોતે કીધેલા ગુનાહ ઉપર રડે તો રેહેમ લાવે અને ગુનાહથી પરહેજ રહે. ખવાબમાં રડે અને આંખમાંથી આંસુ પડે નહી તો નુકસાન પુગે. રડયા પછી હસયો જુવે તો મોત નજદીક હોય.

**રણશીંગડું**–ખવાબમાં રણશીંગડાંનો અવાજ સાંભળે તો મુસીબતમાં પડે. તેનો અવાજ સાંભળવો તે ગમ તથા ફીકર ઉપર છે. પોતે રણશીંગડું વજાડતાં જુવે તો ગમમાં ગીરફતાર થાય.

**રફુ કરવું**–ખવાબમાં કપડાંને રફુ કીધાં જુવે તો કોઇ સાથે લડાઇ થાય. ખવાબમાં રફુ કરવું તથા જોવું સારૂં નથી. ખવાબમાં રફુગરને જુવે તો કોઇ દલાલ સાથે મસલહત થાય.

( સ્થાપના ૧૮૭૭. )

# ઝવેરીઓ

# રામજી ભગવાન

# એન્ડ બ્રધર્સ.

૨૦૯, શેખ મેમણ સ્ટ્રીટ, મુંબઇ.



ટેલીફોન નં૦ ૬૭૪.

તારનું સરનામું :—*Muffchain*, મુંબઇ.



સુચના:—આ ચોપડીનું નામ "ખ્વાબનામુ" જણાવી
અમારૂં કેટલોગ મંગાવો.

**રાઈ** ખવાબમાં જુવે તો ગમ તથા મેહેનત ઉપર છે. રાઇ ખાતાં જુવે તો માલને નુકસાન પોહોંચે, અને આજારી પડે.

**રાગ ગાવો** ખવાબમાં જુવે તો કોઇની આગળ જુઠી વાત કરે. રાગ ગાવા સાથ ચંગ તથા ડફ્ફ઼ી વજાડતાં જુવે તો મુસીબતમાં પડે. રાગનો અવાજ સાંભળે તો જુઠી વાત સાંભળે.

**રાત અંધારી** ખવાબમાં જુવે તો ગમ પેદા થાય. રાતના રાહમાં ચાલે છે એવો ખવાબ જુવે તો ધરમનાં કામમાં ઉસતવાર થાય.

**રીંછ** ખવાબમાં જુવે તો દુશમન તે ઉપર મકર કરે. રીંછનું ગોશત ખાતાં જુવે તો તે ઉપર કોઇ જાદુ કરે. ખવાબમાં રીંછનું ગોશત હાડકાં સાથે જુવે તો ભુંડી ઓરતથી માલ હાંસલ કરે.

**રૂ** ખવાબમાં જુવે તો હલાલ માલ ઉપર છે. થોડો રૂ જોય તો તેની દલીલ ત્રણ છે:-હલાલ માલ, નફો, અને ખુબી.

**રૂપું** ખવાબમાં જુવે તો જાગે તેવુંજ રૂપું પામે. ખવાબમાં દરૂસત રૂપું જુવે તો સારૂં છે, અને ટુકડા થયલું રૂપું જુવે તો જુઠી ખબર ઉપર છે. અગર રૂપું ખીસામાં ઘણું જુવે તો અનામત આગળ મુકે. અગર રૂપાંની ચમચી જુવે તો એકઠા કીધેલા માલ ઉપર છે. અગર થોડુંક રૂપું ગાળીને કસોટી ઉપર ચઢાવયું જુવે તો નેક મુકામની ઓરત કરે.

**રેતી** ખવાબમાં જુવે તો અનામત ચીજ ઉપર છે. તેની જગો ઉપર ગયલો જુવે તો ઉંચો વેપાર કરે તેમાં ફાયદો જુવે. રેતી ખાતાં જુવે તો માલ પેદા કરે.

**રેલ** ખવાબમાં જુવે તો તે દુશમન ઉપર કે જાલમ પાદશાહ ઉપર છે. અગર રેલ ગલીમાં પેઠી જુવે તો રોજી કુશાદ થાય. અગર રેલે એક જગો ઉપર ખરાબી કીધી જુવે તો તે જગોના લોકો ઉપર પાદશાહ નફો કરે.

**રેશમ** ખવાબમાં જોવું નફા ઉપર છે.

**રોટલો અથવા નાન** ખવાબમાં સારાં નરસાં જોવાં તે માફક ખુશી ગમી પેદા થયલી સમજવી.

**રોશની** ખવાબમાં જુવે તો દીનની રાહનુમાઇ કરે. અગર ખવાબમાં રોશની રાખતો જુવે તો એલમ શીખે. અગર પોતાની આસપાસ રોશની જુવે તો આકેબત નેક હોય.

---

# લ.

**લખત** (જુઓ કબાલા).

**લખવું** ખવાબમાં શીખે તો દાનાઇ પેદા થાય. નેક કલમે કરી લખે છે એવું જુવે તો નેકી તથા ખુબી પેદા થાય. બદ કલામ લખતાં જુવે તો લડાઇ કે ફેસાદ કરાવે.

**લગામ** ખવાબમાં તુટી ગયલી યા ખોવાઇ ગયલી જુવે તો નુકસાન પેદા થાય. ઘોડાની લગામ સર ઉપર રાખતાં જુવે તો નાપેકાર લોકો સાથે વાતચીત કરે.

**લડાઇ** ખવાબમાં જુવે તે આજારી પડે. લડાઇ કોઇ સાથે કરતાં જુવે તો આશાન થાય. લડાઇમાં દુશમન ઉપર કેહેર કરતાં જુવે તો દુશમન તે ઉપર ગાલેબ થાય.

**લવંગ** ખવાબમાં જુવે તે તારીફ ઉપર છે. લવંગ ઘણાં જુવે તો તે શેહેરમાં ઘણી નામદારી કરે.

**લસન** ખવાબમાં જુવે તે હરામ ચીજ ઉપર છે. ખવાબમાં લસન બુરા સખુન, ગમ તથા રંજ ઉપર છે. લસન જોયું પણ ખાધું નહીં જુવે તો નુકસાન કમ થાય, યા ખાતાં જુવે તો નુકસાન ઘણું થાય.

**લશકરને** ખવાબમાં એક જગો ઉપર આજાર પોહોંચાડયો જુવે તો તે શેહેરના લોકોને કઉવત આવે. લશકર હથીયારબંધ જુવે તો તે શેહેરમાં નાઅમત વધે. લશકરી લોકો ઈજા દે છે એવું જુવે તો રઇયતને શુભ હોય. ખવાબમાં લશકર જોવાની દલીલ છ છે:—તીર, રેલ, સખત પવન, લડાઇ, તથા અદાવત, બલા તથા મેહેનત.

**લાઅનત** ખવાબમાં પોતાના ગોલામ ઉપર નાખે તો જુલમગાર માણસ ઉપર ફતેહ પામે. લાઅનત બેગુહનાહ આદમી ઉપર નાખી જુવે તો તે લાઅનત જોનાર ઉપર પાછી ફરે.

**લાકડું**—ખવાબમાં લાકડાંની કાડી સુકી તથા લીલી જુવે તો લડાઇ ઉપર છે. લાકડાંની કાઠી ઘરમાં લઇ જતાં જુવે તો આદમીઓ સાથ લડાઇ કરે. લાકડાં એકઠાં કરતાં જુવે તો ગીરફતાર થાય.

**લાલ તથા માણેક** ખવાબમાં જોવાં ખુબસુરત ઓરત ઉપર છે. આતશયા લાલ રાખતાં જુવે તો બેટી આવે. લાલ ઘણાં રાખતાં જુવે તો તે માફકનો માલ પામે. લાલનો કટકો દોસતે આપયો જુવે તો પોતાના કબીલાની ઓરત કરે. ખવાબમાં લાલ કોઇ બેગાનાએ આપયું જુવે તો અંજાણી ઓરત કરે.

**લીંબુ** ખવામાં મોટાં જુવે તો આજાર ઉપર છે. લીલાં જુવે તો ગમ તથા દરદ ઉપર છે. ખવાબમાં લીંબુ જોવાં ખરાબ છે.

**લુટાયલો માલ** ખવાબમાં જુવે તો તે માલના સબબથી ગમ પેદા કરે.

**લોંડી** ખવાબમાં જોય તો જેવું તેનું રૂપ તેવી તેની દલીલ. લોંડી ખુબસુરત ખરીદ કીધી જુવે તો છુપી જણસ તેને પોહોંચે. લોંડીને વેચે તો ગમ પેદા થાય.

**લોબાન** ખવાબમાં જુવે તો પાકીજે ખુબસુરત મરદ ઉપર છે. લોબાન તથા અગરની ધુંઇ કરતાં જુવે તો માણુસને આરામ થાય. લોબાન કાચું રાખતાં જુવે તો પાદશાહથી બખશેશ પામે. ખવાબમાં લોબાન જુવે તો ઘણી બખશેશ પામે.

**લોહી**—ખવાબમાં કોઇના જખમથી લોહી નીકળયું જુવે તો નુકસાન પોહોંચે. અગર તલવારના મારવાથી લોહી નીકળતું જુવે તો ખલકની જબાન તે ઉપર લાંબી થાય. અગર જખમથી લોહી નીકળયું તથા કપડાંને લાગું જુવે તો હરામ માલ પામે. અગર લોહી ખાતો જુવે તો હરામ માલ ખાય. અગર પોતાની ઇંદરીમાંથી લોહી નીકળયું જુવે તો તેની માયના પેટમાંથી ફરજંદ પડે. અગર ઝાડાને રસતેથી લોહી નીકળયું જુવે તો હરામ માલ પામે. દાંતમાંથી લોહી નીકળતું જુવે તો ખેશોથી ગમ પોહોંચે. કુવામાં લોહી પડયું જુવે તો ખુનમાં નાહક ગીરફતાર થાય. શેહેરમાં યા હર જગોમાં લોહી જારી છે એવું જુવે તો ખુન ઘણાં થાય. અગર તેના નાખમાંથી લોહી નીકળયું તેથી કપડાં ખરાબ થયલાં જુવે તો તે માફક હરામ માલ પામે.

**લંગડું માણુસ**—ખવાબમાં લંગડું માણુસ જુવે તો જણુન વાત થાય. લંગડાને સારો થયલો જુવે તો જે કામ બંધ થયું હોય તે કુશાદે થાય અને જે મુરાદ હોય તે બર આવે.

---

# વ.

**વકીલપણું**-ખવાબમાં વકીલપણું પાદશાહનું કરતાં જુવે તો દોલત પેદા કરે. વકીલ કાજીનો થયો એવું જુવે તો માલ તથા ખજાનો પામે. ખવાબમાં વકીલને પાદશાહે નવાજ્યો અને સારી વાત કહી એવું જુવે તો નફો પામે અને જબુન વાત કહેતાં જુવે તો નુકસાન પેદા થાય.

**વાજીંત્ર** જુવે યા તેનો અવાજ સાંભળે તો ગમ પોહોંચે. વજાડતાં જુવે તો જુઠું તથા ભુંડું બોલે.

**વજીર** ખવાબમાં આદેલ જુવે તો દોલતનો યાર થાય. વજીર ઉપર મુનસફ થયલો જુવે તો બુઝોરગી પામે. વજીરે સરપાવ તેને આપયો જુવે તો રૈયત ઉપર હાકેમી કરે. વજીર સાથે ખાણું ખાધું એવું જુવે તો નફો તથા મરતબો પામે.

**વણુવાગલાં** ખવાબમાં જુવે તો તે ગુમરાહ આદમી ઉપર છે. અગર વણુવાગલું ચાંચમાં ચીલ સુધાં જુવે તો ગુમરાહ આદમી સાથ સોહોબત કરે. વણુવાગલાંને ખાધું જુવે તો કાંઇ કામમાં નફો નહી પોહોંચે, યા વણુવાગલાં અને ચીમોડી હાથમાંથી ઉડી ગયલું જુવે તો ગુમરાહથી જુદો પડે.

**વળ દેવો**–ખવાબમાં દોરડાંને કે દોરીને વળ દેતાં જુવે તો સફર જવું પડે. અગર લાંબી રસી હોય તો લાંબી સફર જાય. ટુકી હોય તો ટુકી સફરે જાય. ખવાબમાં સીવવાને સારૂ દોરો વણેછે એવું જુવે તો નેક કામમાં મશગુલ થાય.

**વરસાદ** ખવાબમાં જોવાની દલીલ બાર છેઃ-રેહેમ, બરકત, ફરીઆદ માંગવી, દાદ પોહોંચાડવી, બીમારી, લડાઇ તથા ઝગડો, લોહી રેડવું, ફેસાદ તથા તોફાન, દુકાળ તથા મોંઘવારી, આરામ તથા જમીઅત, પોતાની દીનમાંથી બરતરફ થવું અને જુઠું બોલવું. વરસાદને પોતાના હીંગામમાં જોય તો ઘણું નેક છે. વરસાદ એકજ જગો ઉપર વરસે અને બીજી ગમ નહી વરસતો જુવે તો તે સુકી જગા ઉપર મુસીબત પોહોંચે.

વરસાદ ધીમો વરસતો જુવે તો ત્યાં ન્યામત પોહોંચે. વરસાદ કાળો વરસતો જુવે તો તે જગો ઉપર મુસીબત ઘણી પોહોંચે. બીમાર આદમી ખવાબમાં વરસાદ સખત તથા શીહા વરસતો જુવે તો મરણઘાત થાય. વરસાદ ગેરહીંગામમાં વરસતો જુવે તો તે જગો ઉપર મુસીબત પોહોંચે. વરસાદનાં પાણીથી ગુશલ કરતાં જુવે તો તે સખતીમાંથી છુટે. વરસાદથી કપડાં ભીંગાઇ ગયલાં જુવે તો ફાયદો પોહોંચે. વરસાદ ને તોફાન સાથે જોનાર બીમાર પડે. વરસાદ સાફ તથા નીરમળ વરસતાં જુવે તો આરામ તથા બુજોરગીને પોહોંચે.

**વરૂ** ખવાબમાં જુવે તો જુલમગાર પાદશાહ ઉપર છે. અગર પોતાને વરૂ સાથે લડાઇ કરતાં જુવે તો દુશમન સાથે દુશમનાઇ કરે. અગર વરૂને મારી નાખયું જુવે તો દુશમન ઉપર કેહેર કરે. અગર વરૂની ચાંચ યા હાડકું રાખતો જુવે તો પાદશાહથી નુકસાન પામે. વરૂ તેનાં ઘરમાં ગયું એવું જુવે તો પાદશાહની તરફથી નુકસાન પોહોંચે. અગર વરૂ નુકશાન નહી કરે તો પાદશાહ તેના ઘરમાં મેહેમાન આવે. વરૂને તેના બીસતરા ઉપર સુતાં જુવે તો પાદશાહ તેનાં ફરજંદનો કસદ કરે.

**વા અથવા પવન** સખત કોઇ જગો ઉપર ફુકાતાં જુવે તો તયાંનાં આદમીઓ ઉપર મુસીબત આવી પડે. મધયમ વા ફુકયો જુવે તો તનદરોસતી પોહોંચે. વા-પવન વાગયાથી પોતે એક જગયાથી બીજી જગયાએ ગયો એવું જુવે તો સફર જવાની હાજત રાખે અને લાભ સાથ પાછો આવે. પવન ફુંકવાની સાથે ગીરદ ઉડતાં જુવે તો લોકોને દેહસત પેદા થાય. ખવાબમાં વાનાં જોરે પોતાને કે બીજાને આસમાનપર પોહોંચેલો જુવે તો તેની અજલની દોરી તુટે. વાએ આસમાન ઉપર લઈ જઇને જમીન ઉપર નાખયો જુવે તો મરણઘાતમાંથી છુટે. ખવાબમાં વા જોવાની દલીલ નવ છેઃ- ખુશ ખબરી, દોસતી, માલ, મોત, અજાયબ થવું, ફરવું, બીમારી, આરામ અને રાહત કરવી.

**વાઘ**–ખ્વાબમાં વાઘ સાથે લડાઇ કરતાં જુવે તો દુશમન સાથે લડાઇ કરે. વાઘ સાથે લડતાં જોરાવર થયો એવું જુવે તો તે ફતેહમંદ હોય. વાઘ લડતાં બરાબર પોંહોંચી શકતો નથી પણ પછવાડે આવે છે એવું જુવે તો જે સાથે લડતો હોય તેનેથી નચીંત થાય. વાઘ ને જોઇને પોતે નાશી ગીયો અને વાઘ તેની પછવાડે આવવાની ખાહેશ નથી રાખતો એવું જુવે તો હાકેમથી નફો પામે. ખ્વાબમાં વાઘ સાથે ગોશત ખાતાં જુવે તો અમીર તથા મોટે વાંધેનાં લોકો તેની મેહેમાનીમાં આવે. વાઘને પકડયો જુવે તો દુશમન સાથે દોસતી કરે. વાઘે મુલકની પાદશાહી કીધી એવું જુવે તો કોઈ શેહેરનો સરદાર થાય. વાઘની પીઠ ઉપર બેઠેલો જુવે તો મરતબો પામે. ખ્વાબમાં વાઘણનું દુધ દોહોવતાં જોય તો તેની ઓરત પાદશાહની દાઇ થાય. વાઘે કરડયો જુવે તો દુશમનથી નુકસાન પોંહોંચે. ખ્વાબમાં વાઘનું ગોશત, નખ, તથા ચામડી જોવી દુશમનના માલ ઉપર છે. વાઘને જોવાની દલીલ પાદશાહ ઉપર છે, તથા વાઘણ જોવાની દલીલ શાહજાદી ઉપર છે.

**વાછરડો** ખ્વાબમાં ગાયનો વાછરડો જુવે તો બેટો આવે. અગર વાછરડી જુવે તો બેટી આવે. ખ્વાબમાં પોતાનાં ઘરમાં વાછરડો આવયો એવું જુવે તો ગમ પેદા થાય. અગર વાછરડાની પીઠ ઉપર બેઠો એવું જુવે તો માલ તથા બુજોરગી પામે. ખ્વાબમાં પોતાનો વાછરડો મુવો એવું જુવે તો ફરજંદ મરે. અગર ખ્વાબમાં વાછરડાનું ગોશત ખાધું જુવે તો ફરજંદની મીરાસ ખાય. ખ્વાબમાં પોતાનો કે કોઇનો વાછરડો સફેદ જુવે તો તેનું ફરજંદ પરહેજગાર થાય, યા ખ્વાબમાં અબલક વાછરડો જુવે તો તેનાં ફરજંદમાં સરવે ચીજ મોજુદ હોય.

**વાદળ** ખ્વાબમાં જોવાની દલીલ–ખ્વાબમાં સફેદ વાદળાંની નીચે પોતે દબાયો જુવે તો ઓરતથી સખતી પોહોંચે, યા આજારી પડે. ખ્વાબમાં લાલ વાદળની નીચે જુવે તો બલામાં

ગીરફતાર થાય. ખ્વાબમાં પોતાની આગળ વાદળને ઉભેલું જુવે તો તે માફક હોકમ ચલાવે. વાદળ સર ઉપરથી ચાલી જતાં જુવે તો કોઇ સાથે નેક સોહોબત કરે તેથી મુરાદે પોહોંચે. વાદળ પોતાનાં ઘરમાં આવયું જુવે તો કોઇ બુઝોરગ બુનયાદ તેના ઘરમાં મેહેમાન આવે. વાદળે સર ઉપર સાયો કીધો જુવે તો માલદાર થાય. વાદળનો જામો સીવરાવયો જુવે તો તમામ એલમથી હાંસલ થાય. તમામ જેહાનમાં વાદળ થયું પણ વરસયું નહીં એવું જુવે તો તે ઘણું જબુન છે. ખવાબમાં વાદલ ઉંચે ગયું અને ત્યાંથી કોઇ લઇ નહીં શકયું જુવે તો ઓલમાઓની દોસતી ગેરફાયદાની કરે. વાદળ ઉપર બેઠેલો જોય તો હેમકપણું કરે. વાદળ કાળું એક જગોએ થયલું જુવે તો ખોદાનો ગજબ પડે. વાદળામાંથી વરસાદ વરસતાં જુવે તો ખેરખુબી પેદા થાય. વાદળ સાથે વીજળી અને પુકાર થતો હતો એવું જુવે તો મા-બાપની દોઆથી બદકામથી પરહેજ રહે. વાદળાંમાંથી વરસાદ વરસેછે તેનું પાણી પીધું જુવે તો રોજી પામે. ખવાબમાં વાદળે એક મેહેલ બનાવ્યો એવું જુવે તો એવો એલમ શીખે કે તેથી આલમને ફાયદો થાય. ખવાબમાં વાદળને જોવાની નવ દલીલ છે:-હીકમત, સરદારી, પાદશાહી, મેહેરબાની, પરહેજગારી, ખુદાને પીછાનવું, દોહોવાટ, ભલું અને ફેસાદ.

વામ-ખવાબમાં હાથની વામ ભરતાં જોય તો તેની દલીલ સફર જવા ઉપર છે. હાથની વામે કરી કશી ચીજ માપતાં જોય તો સફર જાય ત્યાંથી માલ સુધાં પાછો ફરે. ફકત વામ જુવે તો ફોકટ બીશની કરે.

વાલ ખવાબમાં કાચા-લીલા સુકા-પાકા કે વખતે જુવે તો ગમ પેદા કરે. ખ્વાબમાં વાલ યા ચોખા કોઇને આપયા યા ઘરમાંથી બાહેર કાઢી નાખયા જુવે તો ગમથી ખલાસ થાય.

વાસણ ખવાબમાં ભાંગે તે બુરાં આદમી ઉપર છે. વાસણ પાયું જુવે તો ઓરત યા લોંડી કે ખીદમતગાર ઉપર છે. વાસણ ભાંગું

જુવે તો લોંડી યા ખીદમતગાર મરે. વાસણ કલાઇનું યા પીતલનું સોજું જુવે તો ઉતાવળેથી નફો પોહોંચે. વાસણમાં સાફ પાણી ભરીને રાખતાં જુવે તો ખીદમતગાર યા લોંડી નફો કરે.

**વાહાણ અથવા હોડી** ખવાબમાં જોય તો ગમ તથા અંદેશો પેદા થાય એવી રીતે કે હોડીમાંથી ડુબે યા વાહાણમાંથી બાહેર નહીં નીસરાય. હોડી દરીઆમાં ફસી રહી એવું જુવે તો ગમ પેદા થાય. વાહાણમાં પોતે બેઠો છે અને સલામત બાહેર નીકલયો તો ગમથી અમાનત પામે. વાહાણ ભાંગું જુવે તો મુસીબતમાં પડે. વાહાણમાં પોતે ઉંચી જગયાએ બેઠો જુવે તો બુઝોરગી પામે. ખાલી વાહાણને દરીઆમાં પડેલું જોય તો તે જગયાના હાકેમને ભારી ચોકસાઇનું કામ આવી પડે. વાહાણ ગરક ગયું જુવે તો પાદશાહ એક ચીજનું જકાત માફ કરે. ખવાબમાં હોડી યા મોટાં વાહાણમાં બેઠેલો જોય તો પાદશાહથી નફો પામે. નવું વાહાણ બાંધતાં જોય તો તે જોનાર કોઇ વેપાર કરવાની ઉમેદ કરે.

**વીછુ** ખવાબમાં જુવે તે જઇફ દુશમન ઉપર છે. વીછુએ તેને ચટકો મારયો જુવે તો દુશમન તેને સખત સખુન કહે તેથી તેને ગમ પોહોંચે. વીછુ પોતે મારયો જુવે તો દુશમન ઉપર ફતેહ પામે. ખવાબમાં વીછુને ઇજારમાં રાખતો જુવે તો દુશમન તેનાં ફરજંદો સાથ ફેસાદ કરે.

**વીજળી** ખવાબમાં જોવી તેની દલીલ ખજાનો રાખવા ઉપર છે. ખવાબમાં જે મુલકમાં વીજળી ચમકતી જોય ત્યાંની નાઅમત ચીજ સસતી થાય. ખવાબમાં વીજળી જોવાની દલીલ પાંચ છે:—પાદશાહ યા હાકેમનો ખજાનો, વાએદો, ગુસ્સો, સખતી અને સીધી રાહ.

**વેચવું**—ખવાબમાં જે ચીજ વેચતાં જુવે તો તે ચીજની ખુવારી થાય. હરેક વેપારની જણસને વેચતાં જુવે તો જબુન છે.

**વેરાન જગયા**–ખવાબમાં વેરાન તથા ઉજડ જોવું ગુમરાહી ઉપર છે. આબાદાનીની જગો ખરાબ થઈ જુવે તો ગુમરાહ થાય. વેરાન જગયાને આબાદ કીધી એવું જુવે તો મુરાદ બર આવે.

**વીવાહ તથા શાદી**–એમ કહે છે કે ખવાબમાં વીવાહ કે શાદી જુવે તો થોડો ગમ પેદા થાય. વીવાહ તથા આદરણીનો ખરચ જુવે તો અણઘટતો ખરચ કરાવે. ખવાબમાં પોતાનાં ફરજંદોના વીવાહ જુવે અને તેમાં પોતાને ઘણો ખુશ થયલો જુવે તો ઘણું સારૂં કામ કરે.

**વેહેલ અથવા ગાડી**–ખવાબમાં વહેલ અથવા ગાડીમાં બેઠેલો જોય તો આબરૂ યા બુજોરગી પામે. ખવાબમાં પાદશાહ પોતાની ગાડીમાંથી એક ગાડી આપતાં જુવે તો આબરૂ પામે.

**વાંદર** 'ખવાબમાં જોવાની દલીલ ફરેબગાર દુશમન ઉપર છે. વાંદર ઉપર પોતે સવાર થયલો અને તેને પોતાના તાબામાં જુવે તો દુશમન ઉપર ફતેહ પામે. વાંદરને મારતાં જુવે તો દુશમન ઉપર જુલમ કરે. ખવાબમાં વાંદરનું ગોશત પોતે ખાતાં જોય તો પોતે સખતીમાં પડે. ખવાબમાં વાંદરને પોતાના ઘોડા ઉપર સવાર થયલો જુવે તો તેની ઓરત સાથ કોઈ બીગાનો મરદ બદફેલી કરે. વાંદરે કરડયો જુવે તો બીમાર થાય, યા પોતાનાં ફરજંદોને બદ સખુન ઘણા બોલે. ખવાબમાં વાંદરી જોવી તેની દલીલ જાદુગર ઓરત ઉપર છે.

**વાંસ** ખવાબમાં જુવે તો જોનારને નેકી પોહોંચે. વાંસ ઘણા જુવે તો હલાલ રોજી પામે. વાંસનું ઝાડ જુવે તો ઘણું સારૂં હોય. ખવાબમાં વાંસનું ઝાડ કાપતાં જુવે તો થોડુંક સંકટ તથા બીમારી પેદા થાય.



# સ.

**સફર** જવું ખ્વાબમાં દેખે તો હાલ નેક થાય. અગર સફર કીધી પણ જે શેહેર પોહોંચે તેનું નામ નહીં જાણે તો પોતાના કબીલાથી ઘણો દુર પડે. આસાનીથી એક મુલકથી બીજે મુલક ગયો એવું દેખે તો આરામ પામે.

**સબજો** ખવાબમાં તેના બાહારના વખતમાં દેખે તો જોનાર બુઝોરગી તથા દીનદારીભરેલો થાય. પોતાની જમીન ઉપર સબજો ઉગેલો દેખે તો ફરજંદ, ઓરત તથા માલ પામે. કુંડામાં સબજો દેખે તો લોંડી તથા ગુલામ પામે. સબજો સુકો તથા ગેરવખતે જોય તો થોડીક સખતી ખમવી પડે.

**સરવનું** ઝાડ લીલું ખવાબમાં દેખે તો તે વરસમાં નાઅમત તથા માલ ઇજત વધે. સરવનું ઝાડ સુકું દેખે તો નુકસાન પોહોંચે. સરવનું ઝાડ લીલું પાકીજા જોય તો તે પ્રમાણે ઘણું દ્રવ્ય તથા એક બેટા આવે.

**સરોપાવ** સારો પાકીજા દેખે તો સરદાર લોકોથી ઇજત પામે તથા ઇમાનદાર ઓરત કરે. પાદશાહે સારો સરોપાવ આપયો દેખે તો હાકેમનો કોટવાલ થાય. પોશાક સફેદ સુતરાઉ યા બીજા હરેક રંગનો યા રેશમી કે ઉનનો દેખે તેની દલીલ બુઝોરગી ભરેલાં માણુસ ઉપર છે.

**સલામ**–દોસતને ખવાબમાં સલામ કરવી તે બેઉના હકમાં ભલું છે. દુશમનને કરવી તે તેની સાથે દોસતી થાય.

**સવારી**–ખવાબમાં સવારી પોતે કીધી દેખે તો પાદશાહથી નફો પામે. અગર ઘણા સવારો પોતા સાથે હતા અને તે પોતાને તાબેદાર હતા એવું દેખે તો ટોળા ઉપર સરદારી કરે. અગર પોતાનો ઘોડો નાનો નાજુક તથા લાયક દેખે તો નીચા પવરે ચાલે.

**સાકર**–ખવાબમાં સાકર ખાતાં દેખે તો કોઇ એવાં કામમાં સીતાબી કરે કે તે કીધાથી પશેમાન થાય. અગર સાકરનો કટકો કોઈએ મોઢામાં નાખયો દેખે તો તે નાખનાર સાથે બોસો લે. અગર સાકરનો ગંજ દેખે તો તે માફક માલ પામે. સાકર

ખરીદ કીધી દેખે તો માલદાર થાય. સાકર વેચી દેખે તો પરાઇ મુસીબત ખેંચે.

**સાબુ** ખ્વાબમાં જોય તો નેકી તથા ખુશહાલી પેદા થાય, અને ગમથી છુટે.

**સીક્કો** ખ્વાબમાં નાણાં ઉપર ઘા મારીને બરાબર સીક્કો પાડયો દેખે તો પોતાનો ચાહેલો સખુન થાય. ખ્વાબમાં સીક્કો પાડતાં દેખે તેની દલીલ છ છે:—બોલબાલા, ફતેહમંદી, બુઝોરગી, માલ, ફરજંદ અને બંદગી.

**શીતળા** પોતાના યા બીજાના આંગ ઉપર જોય અને અગર તે સફેદ જોય તો તે માફક માલ પામે.

**સીંહ** સાથ ખ્વાબમાં લડાઇ કરતાં તથા તેને ફરેબ દેતાં જોય તો દુશમન ઉપર ફતેહ પામે. સીંહને નાહાસતાં જોય તો દુશમનથી નચીંતાઇ પામે. સીંહનું ચામડું, હાડકાં, યા બાલ જોય તો દુશમનથી નચીંતાઇ પામે.

**સુંઠ** દેખે યા ખરીદ કરે તો ગમી પોહોંચે, અગર સુંઠ ખાવામાં લાવયો એવું દેખે તો આજાર પોહોંચે.

**સુરમો** પોતાની આંખમાં આંજતાં જોય તો ધરમનાં કામને ધુંડનારો થાય. સુરમો પોતાની પાસ રાખયો યા પાસેથી લીધો દેખે તો ગમ પેદા થાય. ખ્વાબમાં સુરમો પોતાનાં બદન સાથ મસલતાં દેખે તો તે પોને એવું કામ કરે જેથી માન તથા ઇજત પામે.

**સુરત**–ખ્વાબમાં પોતાની સુરત જોય તો તેની દલીલ ઓરત ઉપર છે. ખ્વાબમાં પોતાની સુરત ગુમ થઇ ગયલી દેખે તો જોરૂ દેખે. ખ્વાબમાં પોતાની સુરતને બદસુરત જોય તો જબુન હોય. ખ્વાબમાં પોતાની સુરતને જાનવરના જેવી દેખે તો મહજબ છોડી બીજા મહજબમાં જાય. ખ્વાબમાં જાનવરની કે આદમીની સુરત ચીતારતાં જોય તો નુકસાન પોહોંચે, અથવા હરામ ચીજને હલાલ કરી સમજે તથા ખુદાસે દુશમની રાખે.

**સોસવાટ** ખ્વાબમાં જોય તો દુરવેશ મરદથી ફાયદો પામે, અગર સોસવાટનું લોહી યા ગોશત ખાધું દેખે તો દુનયાનો માલ ખાય. ખ્વાબમાં સોસવાટે કરડયો દેખે તો દુશમનથી ખાતું ખરાબ

થાય. અગર સોસવાતને મારી નાખી એવું જોય તો દુશમનનું ખાનું ખરાબ થાય. પોતાના યા કોઇના ઘરમાં સુસવાટને પોકારતાં જોય તો તે ઘેરથી માહેતમનો અવાજ નીકળે.

શકરો ખવાબમાં સફેદ અથવા બીજા રંગનો દેખે તો કોઇ બુર્જોરગ આદમીથી નફો પામે. અગર પાદશાહ શકરો દેખે તો મુલક પામે. સોદાગર દેખે તો માલ પામે. દુરવેશ દેખે તો ફરજંદ તથા રોજી પામે. અગર શકરાનું ગોશત ખાધું દેખે તો ઓરત તથા છોકરા સાથ ટંટો કરે. શકરાને પોતે પકડયો દેખે તો ફરજંદ નેક પેદા થાય. શકરો જોવાની ચાર દલીલ છેઃ-હોકમ, બુઝોરગી, માલની વરૂધી, અને ફરજંદ.

શરાબ ખવાબમાં આતશથી પકાવેલો દેખે તો તેની દલીલ હરામ માલ ઉપર છે. અગર ખવાબમાં શરાબ પીધો દેખે તો તેની મસત માફક માલ પામે. ખવાબમાં શરાબ વેચતાં દેખે તો હરામ ચીજ વેચે. અગર ખવાબમાં પાણી રેડીને શરાબ પીતાં દેખે તો કોઇનો માલ કબજ કરે. અગર ખવાબમાં શરાબ લાલ પુલનો અથવા મીઠો પાકીજા દેખે તો તેની દલીલ છ છેઃ-પાક દીન, ફાયદો, એલમ, ઉમરદરાજ, ખુશી, અને ખુદાતાઅલાની જીકર કરવી.

શરાફ ખાણું ખવાબમાં કરતાં દેખે તેની દલીલ રોજી તથા માલ ઉપર છે. શરાફી કરતાં જોય તો વેપારનો ઉધમ કરે. શરાફ તથા શરાફી કરવાની દલીલ ત્રણ તરેહની છેઃ-વેપાર, નફો, ગમ તથા ફીકર.

શાદાબનું ઝાડ ખવાબમાં દેખે તો દીનદાર સાથે દીનનો ઝગડો થાય. શાદાબ ખાતાં જોય તો લડાઇથી છુટે તથા આસાની પામે.

શેરડી ખવાબમાં શેરડી દેખે તો લડાઇ થાય. અગર શેરડી પોતાથી જુદી કીધી દેખે તો ગોફતે ગુફ્તથી ખલાસી પામે. શેરડી જોવાની દલીલ દવા ઉપર છે.

શેરી અથવા ગલી ( જુઓ ગલી. )

———

# હ.

**હડતાલ** ખવાબમાં ખાધો, રાખયો, યા ખરીદીઓ દેખે તો પોતે મરે. હડતાલ વેચયો યા ચોરાયો દેખે તો છુટકારો થાય.

**હમામદસ્તો**–ખવાબમાં હમામદસતા વડે કોઈ કુંટતાં જોય તો કાંઇ ચીજની વરૂધી થાય. અગર ખાંડીપરામાં કાંઇ મીઠી ચીજ કુટી દેખે તો માલદાર થાય. અગર કડવી યા ખાટી જીનસ કુટી દેખે તો કસતી ભોગવે. અગર કાંઇ જવાહેરની જીનસ કુટી દેખે તો માલ પોતાના હાથે ખરાબ કરે.

**હરણ** ખવાબમાં પકડયું દેખે તો ખુબસુરત લોંડી ખરીદ કરે. અગર હરણનું ગળું કાપયું દેખે તો લોંડી સાથ સોહબત કરે. અગર હરણની ચામડી ઉખેડતાં દેખે તો બેગાની ઓરત સાથ નેકા કરે. હરણનું ગોશત ખાધું દેખે તો માલદાર ઓરત કરે. ખવાબમાં હરણ દેખે તેની દલીલ ચાર છેઃ-ઓરત, ફરજંદ, લોંડી અને નફો.

**હલવો યા મીઠાઇ**–ખવાબમાં હલવો યા મીઠાઇ થોડી જોય તો ખુશી ઉપજે પણ ઘણી જોય તો માલ ઘણી જેહમતથી હાથ આવે. અગર કોઇએ હલવો યા મીઠાઇ તેને આપી દેખે તો તેટલો માલ હાથ આવે. હલવો યા મીઠાઇ જોવાની ત્રણ દલીલ છે:-ખુશ સખુન, માલ અને મુરાદની હાસલ.

**હસવું**–ખવાબમાં પોતાને ખડખડ હસતાં જોય તો થોડોક કસત ઉપજાવે. અગર ઘણો જોરથી હસતાં તે સાથે બીજાઓ પણ હસે છે એવું જોય તો જબુન વાત સાંભળે. થોડુંક મુખથી ખુશનુમા હસે છે અને હસતાં અવાજ નહીં સંભળાય તો નેકી પોહોંચે.

**હીંગળો** ખવાબમાં હીંગળો દેખે તો ગમ તથા ફીકર પોહોંચે. ખવાબમાં હીંગળો ખાધો દેખે તો આજારી પડે પણ થોડા દહાડામાં આરામ થાય. હીંગળો ઉરાડી નાખયો યા વેચયો દેખે તો

ગમ તથા ફીકરથી છુટે. હીંગળાથી કાંઈ દીનની નેક વાત લખી દેખે તો ભલું થાય. અગર બીજું દુનયાદારીનું લખ્યું દેખે તો બુરૂં હોય.

**હીજડો**–ખવાબમાં પોતે હીજડો થયલો દેખે તો બલાના ફાંદામાં પડે. હીજડાઓને જોયા અથવા હીજડાઓ સાથે પોતાને બેઠેલો દેખે તો બુરાઓ સાથ સોહબત કરે.

**હુકો** જોવાની દલીલ ઓરત તથા લોંડી ઉપર છે.

**ઉનાળો તથા ગરમી** ઘણી ખવાબમાં દેખે તો પાદશાહથી નુકસાન પોહોંચે. ઉનાળાની ફસલમાં ઉનાળો તથા ગરમી દેખે તો નેક હોય. અગર બીજી રૂતુમાં દેખે તો નુકસાન પોહોંચે.

**હોઠના** કટકા થયલા ખવાબમાં જોય તો ભરણધાત થાય.

**હોમાય** જાનવરને ખવાબમાં દેખે તો બુજોરગી પામે.

